શ્રી.

# જળંધર આખ્યાન.

## (સચિત્ર.)

ખંભાત નિવાસી,

કવિ રેવાશંકર કૃત.

આવૃત્તિ ૧લી પ્રત ૨૨૦૦

શ્રી સત્ય સાગર પ્રીન્ટીંગ પ્રેસ.

અમદાવાદ.

સને ૧૯૧૩ સંવત ૧૯૬૯

છપાવી પ્રસિદ્ધ કર્ત્તા,

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે--બુકસેલર.

ઠે ત્રણ દરવાજા—અમદાવાદ.

# જળંધર આખ્યાન.

ખંભાતવાશી
કવિ રેવાશંકર જયશંકર કૃત.

પ્રાકૃત ભાષાનું

કર્તાનો તથા જુના હક્કદારોનો હક્ક વેચાતો લઇ

છપાવી પ્રસિદ્ધ કરનાર.
બુકસેલર--મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.
ઠે. ત્રણ દરવાજા--અમદાવાદ.



અમદાવાદ.
પીરમશાના રોજા પાસે શ્રી સત્ય સાગર પ્રીન્ટીંગ પ્રેસમાં
પટેલ પોચાભાઈ ચકુભાઇએ છાપી.
આવૃત્તિ દશમી પ્રત ૨૨૦૦



સને ૧૯૧૩
કીંમત ૧-૦-૦

# પરતાવના.

એક સમે મહાદેવજી કૈલાસમાં શાલિગ્રામની સેવા કરતા હતા, તે જોઈ તેમના પુત્ર કારતક સ્વામિયે તેમને પશ્ન પુછયો કે હે પિતાજી આપ પોતે ઇશ્વર છતાં આ શૈલને કેમ સેવો છો ? અને તુલશી શા માટે ચઢાવો છો ? તે ઉપરથી શ્રી મહાદેવજીયે પોતાના પુત્રના મનનું સમાધાન કરવા માટે "જાળંધરઆખ્યાન" એટલે વૃંદા વિષ્ણુના ચરિત્રની કથા કહી સંભળાવી હતી તે પદ્મપુરાણની કથાનો એક ભાગ છે.

એ કથામાં જાળંધર કોણ, એની ઉત્પતી કેવી રીતે થઇ, અને મૃત્યુ શી રીતે થયું, એણે પ્રથમ વિષ્ણુ, બ્રહ્મા અને મહાદેવ વિગેરે શુરાદિ દેવોને શાથી હરાવ્યા, અને પાછળથી એને વિષ્ણુએ કેવી યુકિતથી હરાવી મરાવ્યો, તેમજ એની સ્ત્રી વૃંદા કોણ, કોની પુત્રી, એનું પતિવૃતપણું શી રીતે, કોણે છેતરી ભંગ કર્યું અને તેથી વૃંદા વિષ્ણુએ એક બિજાને શાશા શ્રાપ દીધા વિગેરે સુબોધકારી અને અસરકારક વર્ણન આબેહુબ આ પુસ્તકમાં કરેલું છે

હરેક પુરૂષ સ્ત્રિએ કેવી રીતે ચાલવું, એક બીજા પ્રત્યેના શાશા ધર્મ છે, અને પોતાનો ધર્મ ખરેખરી રીતે બજાવ્યાથી તથા સરળ માર્ગે ચાલ્યાથી પુરૂષ સ્ત્રિ પોતાની સંસારી ખટપટમાં કેવી ફાવી શકે છે. મુવા પછી કેવાં ઉત્તમ સુખને પાત્ય થાય છે. વિગેરે સુબોધ મળવા જોગ દાખલો આ લઘુ પુસ્તક સમજ પૂર્વક વાંચવાથી સારી રીતે મેળવી શકાય એમ સ્પષ્ટ માલમ પડે છે.

આ પુસ્તકની દશમી આવૃતી કવિના હાથની લખેલી પ્રત પ્રમાણે સુધારી છે, તેમ છતાં કોઇ જગોએ કલમ દોષ રહયો હોય તો વાંચનારાઓએ દર ગુજર કરવી.

પ્રથમના પ્રસીદ્ધ કર્ત્તા,

હરગોવન કેશવલાલ શાહ.

ઠક્કર. રણછોડલાલ મોતીરામ.

હાલનો હક વેચાતો લેઇ પ્રસીદ્ધ કર્ત્તા—મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.


દેવતાઓ
ઈંદ્રરાજ
સમુદ્ર ઈંદ્ર રાજાને શરણે આવ્યો.


બ્રહ્મા
ઈંદ્ર
સમુદ્ર


જલંધર


સુર્ય
ચંદ્ર
બ્રહ્મા


જલંધરનું સૈન્ય
શુક્રાચાર્ય
જલંધર


કૈલાસ
મહાદેવ
પાર્વતિ
નંદી


જાળંધર
મહાદેવ
દેવનું શિબિર
દેવતા
जलंधर आख्यान- चित्रनंबर ५


દવનું
સિબિર
વિષ્ણુ
શ્રીલક્ષ્મી.
ગરૂડ


જલંધરનુંસૈન્ય
જલંધર
શ્રીલક્ષ્મીજી.


જાળંધરનો મહેલ.
છત્રપલંગઉપર
જળંધરને રૂપે શ્રી વિ
ષ્ણુ પોઢેડયા છે.
રંગભોવનમાં
વૃંદા હાથ જોડીને
ઉભી છે.
જળંધરનો મહેલ


જાળંધર
મહાદેવ


મહાદેવ


છત્ર પલંગ ઉપર જળંધરને રૂપે શ્રી વિષ્ણુ તથા વૃંદા ગળામાં હાથ નાખીને બેઠાં છે.
વૃંદા વિલાપ કરે છે.
જળંધરનું મસ્તક
શ્રી વિષ્ણુ
વૃંદા



॥ શ્રી ગણેશાય નમઃ ॥ ॥ શ્રી સારદાયે નમઃ ॥

# જાળંધર આખ્યાન.

॥ અથ શ્રી કૃષ્ણની કૃપાએ કરીને વૃંદા વિષ્ણુચરીત્રની
કથા પદ્મપુરાણે છે તે કવિ રેવાશંકર કૃત
જાળંધર આખ્યાન પ્રારંભઃ ॥

## અધ્યાય. ૧

॥રાગ આશાવરી॥ શંભુ સુતને વર્ણવું પ્રેમે, પુજીને લાગું રે પાય; વિધી તનયા વ્રજરાજ સમરતાં, શુભમતી સ્વાધીન થાય. ૧ ગૌરીરે નંદન જય જક્ત વંદન, વિઘ્ન વિનાશન દેવ; સંકટહરણ અધમઓધારણ, સર્વ કરે જેની સેવ. ૨ લંબોદર શુભ લક્ષણ પુરણ, પાવન પરમ પવીત્ર; કૃપા કરો કરૂણાના સાગર, વરણવું વિષ્ણુચરીત્ર. ૩ એક સમે કૈલાશ ગીરિપર, બેઠાં ઉમા અવિનાશ; વિષધર વિષ્ણુનું પુજન કરતા, પોહોચવા ઉરનીરે આશ. ૪ પુરણબ્રહ્મ પોતે અવીનાશી, ભવ ભયભંજન ભુપ; અન્યો અન્ય ઉપાસના ધારે, હરીહર એક સ્વરૂપ. ૫

શંકરે શાલીગ્રામને પુજી, તુળશી ઉપર ધરી ત્યાંહે; સ્વામી કારતીકને તવ પ્રગટયો; મહા સંદેહ મનમાંહે. ૬ સુત શંભુની પ્રત્યેરે બોલ્યા, સાંભળો શ્રી મહાદેવ; શા કારણથી શૈલતણી તમો, તાત કરોછો સેવ. ૭ તુળશીપત્ર ધરો શીર શાથી, ભ્રાન્તિ એ મુજનેરે ભારી; સુતનીરે શંકાનિરવાણકરવા,વળતી વદે ત્રિપુરારી. ૮ શંભુ કહે સાંભળ ષડાનન, શંકાહરે ભવભુપ શાલિગ્રામ એ શૈલ ન કહાવે, વ્યાપિક વિષ્ણુ સ્વરૂપ. ૯ તુળશી ત્રિભુવન પાવન તારૂણી, વિષ્ણુને વલ્લભ સહુ ગાય; થાળ વિષે એ પત્ર ધર્યા વિના, ખલકપતી નવ ખાય. ૧૦ સાંભળી ત્યાં ષડાનન બોલ્યા, સાંભળો શંકર વાત;શ્રી વલ્લભ કેમ શૈલ થયા કહો, મુજને ત્રીભુવન તાત. ૧૧ વૃક્ષસ્વરૂપ શ્રી વનીતા હરીની, જે કહાવે કમળારે કાત; શૈલવૃક્ષ એ શાથી સરજ્યાં, મારે મટાડો એ ભ્રાન્ત. ૧૨ શંકર કહે સુણ સ્વામી કારતીક, જેમ તારો સંદેહ,જાય; પદ્મપુરાણ વીષેતે વરણવી, પાવન પરમ કથાય. ૧૩ ઈશ્વર કહે એક હવો પુરવે, જાળંધર શુર વીર; તેણે નર સુર સઘળારે જીત્યા, ધરમ ધુરંધર ધીર. ૧૪ તેની તે વનીતા વૃંદા નામે, સતી શીરોમણ આપ; વિશણુ એ તેને વિભળ કરી, તેણે શ્રીજીને દીધોરે શાપ. ૧૫ વૃંદાને વીધીનું વરદાન હતું જે, તાહારૂં સત્ય ન જાય; ત્યાં સુધીજાળંધર તારો હરીહરથી ન જીતાય. ૧૬ તે જાળંધરનું સ્વરૂપ ધરીને, વિશણુએ તેનેરે ભોગી; વૃંદા વિભળ થઈ વિશણુશું, તવ થઈ કંથ

વીયોગી. ૧૭ પછી પ્રેમદાએ જાણ્યું ત્યારે, શ્રાપ સતીયેરે દીધો; યોગી થઈને કપટ કર્યું, મારા કંથનો વધ તમે કીધો. ૧૮ યોગીવેશે વીભળ કરી મુને; કપટી કુંજવીહારી; તું નગરૂપી થા કોઇ હરશે, તપસી કો વનીતા તારી. ૧૯ ઈશ્વરથઈ તેં આળ ચડાવ્યું, ઉર મુજ કીધું ઉદાસ; શ્રાપ કર્યો સખી કરતા પણ રાખજો મુજનેરે પાસ. ૨૦ હરીવર હું પીરસું તવ જમજો, ઈચ્છુ એ જોડીને હાથ; મુજ વિના ગ્રહણુ કાંઈ નવ કરવું, ઘો એ વચન દીનાનાથ. ૨૧ શ્રીજી શાલીગ્રામ થયા ને, વૃંદાએ વૃક્ષ તન લીધુ; શ્રાપે રાવણુ તપસી થઈને, હરણુ સીતાનું કીધુ. ૨૨ સુણી ષડાનન શંકર વાયક, વળતી વદ્યા તેણીવાર; સંક્ષેપે સમજાય ન શંભુ, કહો સઘળો વીસ્તાર. ૨૩ કોણુ જાળંધર કોનો સુતને કયાં કરતો તે રાજ; વૃંદા કોની દીકરી, કરયુંવિશણુએ કપટ શા કાજ. ૨૪ કોણુજાતમાં જનમ્યો તે કહો. નીરબળ કે બળવાન; રંક કોણુ હતો તે, વરણુવો થઈ સાવધાન ૨૫ શંભુ કહે ષડાનન પ્રત્યે, ગીરી કઈલાસ છે જયાંહે; વાલ્મીકજી ભારદ્વાજને કહે છે ગંગાના તટ માંહે. ૨૬ સુત પુરાણી કહે શૌનકને, નીમીશ્યારણુ મોઝાર; તુળશી ત્રીભુવન પાવનકેરા, જેમાં જશ વીસ્તાર. ૨૭ એક વાર ઈંદ્રાસન ઊપર બેઠો, સુરપતી ભરી સભાય, બંદીજન બેઠા જશગાયે, આનંદ અંગ ન માય. ૨૮ ગજરથ ઘોડા પાયદ પાસે, ગાંધરવી ગીતજ ગાય, કલ્પવૃક્ષને કામધેનુ તે-

ના, મનવાંછીત ફળ થાય. ૨૯ જળહળ ઝળકે મણી મુકતા-
ફળ, વિદ્યુત ભાનુરે વર્ણ; શ્રી સરખી શચી સેવામાં, કરે મહા
મુનીનું મન હર્ણ. ૩૦ સુલોચની ચિત્રાંબરી ચતુરા, મૃદુવાંગી
મનોહારી; કમળ કોમળારસનિધી રંભા, ઊરવંશી અકુમારી.
૩૧ હાવભાવ ને કામ કટાક્ષે, ઈંદ્રને દરશ્યો ઉમંગ; જાણે જ
ગકર્ત્તા નથી બીજો, મદ વાપ્યો મન સંગ. ૩૨ મુજ સાથે સં
ગ્રામ કરે એવો, સૃષ્ટિમાં સરજ્યો ન કોઈ.।। ભુજાબળ ભાર ઊ
તારે મન મદ વાપ્યો, જરજુવતીનેરે જોઈ. ૩૩ સમુહ સુર સું-
દરીઓ શાથે, ઈંદ્ર થઈને ઊલ્લાસ; ગજ ઐરાવત પર ચઢી આ
વ્યો, પારવતી વલ્લભ પાસ. ૩૪ ગિરિ કઈલાશે ગરવી આવી,
શંભુને લાગ્યોરે પાય; પશુપતિ પાસેપુરોહિતબોલ્યો, સાંભળો
શંકરરાય. ૩૫ સુર સ્વાધીન સુખ સંપતિ પુરણ, પામિયોનમ
ળેરે નુન્ય; ભુ મંડળમાં ભય નહી કોનો, તે કોઇ વૃદ્ધનું પુન્ય.
૩૬ ત્રણ લોક મુજ તાપે ત્રાસે, જીત્યા મે સુર નરેશ; યોધ્ધો
બતાવો કે યુદ્ધ આપો, એક તમે અવશેષ. ૩૭ઈશ્વર કહે અ-
હ્યા અસુર મતિ થઈ, ગરવેમાં બોલ તું ગાજી; મસકની પેઠે કો
ક મસળશે, શક્ર કહે જુવો બાજી. ૩૮ અવિદીત જાણી મુન્ય
થયા ત્યાં, મઘવાસુ મહાદેવ; પશુગતી પ્રસન્ન કરવા માટે,
તાન મચાવ્યો તતખેવ. ૩૯ તાલ તંબુરો ને સતાર સરાગુઈ,
ગુણીજન સુરથીરે ગાય અપછરાઓ નૃત્ય કરે ત્યાં; રાગ રાગ-
ણી થાય, ૪૦ સપ્ત સુર નાટકી અલાપે, ત્રિદશ બેઠારે ત્યાંહે;

શંભુ શોક મટીનેરે પ્રગટયો, આનંદ અંતર માંહે. ૪૧ માગ્ય માગ્ય મહારૂ રૂદ્ર કહે, તેં નૃત્ય કરાવ્યો સારો, વિધી વીશ્ણુ પદ કહેતો અરપું; પુરૂં મનોરથ તારો. ૪૨ મઘવો કહે મેં દેવને દાનવ, નાગકીન્નર યક્ષ જેહ; ગણુ ગાંધર્વ વિદ્યાધર જીત્યા, પન્નગ પર્વત તેહ. ૪૩ સૃષ્ટિમાં સરજ્યો નહી એવો, મેળવે મજશું હાથ; ભુજ બળ હાથ ઉતારણુ ઈચ્છું, એ આપો નિજ નાથ. ૪૪ કહોતો અંડ કટાહને ફોડુ, કહોતો રવી રથ ઝાલું; કહોહોતો મેરૂ મુસ્તક મેલું, કે ભુ રસાતળ ઘાલું. ૪૫ કોહોતો આ કૈલશ શમુળાં, નાંખી રવી રથમાંહે; અતુળ ભુજ બળ સહ્યું ન જાયે, કરને પટકું કયાંહે. ૪૬ ચંચળ આ કર ચળવળે છે. વેદ ભણ્યો જેમ શુદ્ર; જાણે પશુપતિ પકડી પટકું, રણુ ભોમે મહા રૂદ્ર. ૪૭ એ વરને આપો અવીનાશી, વાત, ન વદશો આડી; સો વાતે ન સંગ્રામ આપોતો, જઈશ ઉભા ઉપાડી. ૪૮ શચી પતીને શંકર કહે, અલ્પ્યા ભ્રષ્ટ ગયુ તુજ ભાન જળ બુદ બુદવત; આ દેહ તેમાં, મા ધરય મદ અભીમાન. ૪૯ શચી સ્વરગનુ સુખ ખોવાશે, શિર શત્રુ ગડ ગડશે; નાસતામાં નાટકપતી તુને, ભોમી ભારે પડશે. ૫૦

॥ વિશ્રામ ॥ પડશે ભૂમિ ભાગતાં, ભૂપતિ ખોશો ભારરે; ટળવળશે સહુ તારૂણી, ઊતરશે અહંકારરે. ૫૧ ઈંદ્ર કહે આ તન છતાં, જો ન ધરૂં અભિમાનરે; રેવા ન શોભે શૂર વિના, સ્વર્ગ તથા સ્મશાનરે. ૫૨ ॥ ઈતિશ્રી પદ્મપુરાણે જાળં-

ધરોપાખ્યાને કવિ રેવાશંકર વિરચિતે ષડાનન શંકર પ્રશ્નોત્તર વરણોનામ પ્રથમોધ્યાય: ॥૧॥

## અધ્યાય ૨.

॥ રાગ ધનાશ્રી ॥ વદે વાલ્મિક વળતી વચન, ભારદ્વાજ સુણો ધરી મન. ૧ સુત શૌનક પ્રત્યે વદે છે, સતમન્યુકપાળીને કહે છે. ૨ ત્રિભુવન જીત્યા મુકી મેં બાણુ, વાળયો સહુ શુરવીર નો ઘાણુ. ૩ હાલે મેરૂ સુણી મારી હાક, ચાલે ચાૈદ લોક ચડે ચાક. ૪ બાંધ્યા સહુના પડીકેરે પ્રાણ; બીજો અહંકાર આણેરે કોણ. ૫ આપો યોદ્ધો કે યુદ્ધને માંડો, શંભુ શિક્ષાનાં વાય ક છાંડો. ચઢી સુણતાં તે શંભુને રીસ; ભારે શું થયું સુરપતિ શીશ. એવો યોધ્ધો પ્રગટ કોઇ થાશે, લાજ નરસુર સર્વની જાશે. ૮ ત્રાહ્ય વરતશે ત્રણેરે લોક, પડશે સૃષ્ટીમાં સબળોરે શોક. ૯ જયારે જકતતણું દુ:ખ ભાગ્યું, તજી સુખ મઘવે દુ:ખ જાગ્યું. ૧૦ મળ્યાં પુરવજનમનાં રે પાપ, માગ્યો વર મુકીશકે શ્રાપ. ૧૧ ગયો ઈંદ્ર પડીનેરે પાય, કોપ શંભુનો શાન્ત ન થાય. ૧૨ સ્વેદ શંકર શિર વળયો ત્યાંહે, લેઈ મુકયો કમંડળ માંહે. ૧૩ થયો બુદબુદ તે તતખેવ, જુએ જળમાં તેને મહાદેવ. ૧૪ બિંદુ કઠણ કમંડળમાં પડિયું, તોય પાત્ર તે તહાં તડતડીયું. ૧૫ કહાડી મૂકયું તે કુંડાની માંહે, તોયે આછાદન કીધુંરે ત્યાંહે ૧૬ ત્યાંથી કુંડામાં નાખ્યું રેજયારે ફરેશૈલ શીખર સમ ત્યારે. ૧૭ જોઈ કૌતુક પડિયારે ત્રાસ, તેડયા નંદી

ભૃંગી ગણુ પાસ. ૧૮ દીસે દારૂણુ રાતુંરેચોળં, જેમ સલીલમાં સુર્યનાં ગોળ. ૧૯ ત્રિપુરારી કહે એને તોડો, શીઘ્ર થઈ બુદબુદનેરે ફોડો. ૨૦ નંદી ભૃંગી ઘોચે તેમાં દાર, થાયતેમ તેમ વજ્રર આકાર. ૨૧ કુટી થાકયા ન ફુટયુંરે જ્યારે, પુછયું ત્રિપુરારીને જઈ ત્યારે. ૨૨ છે સઘન પ્રભુ બિંદુ ન ફુટયું, અમે કયાં સુધી માથુંરે કુટયું. ૨૩ શંકર કહે શરે તેને તોડો, ફરતું શૈલ શિખર મારી ફોડો. ૨૪ ધાયા ગણુ શર સાયક સાઈ, તાકે ત્રિશુળ તેમાં ધાઈ. ૨૫ શક્તિ શાંગ ગદાનેરે ઘાણુ, પઢે પટ્ટિ પરિઘ પાષાણુ. ૨૬ મારે ગણુ શર શસ્ત્ર ભમાવી, અડીત રમ પડે પાછાં આવી. ૨૭ ટળ્યા મહા શુરવીરના ટેક, અડયું આયુદ્ધ અડે ન એક. ૨૮ તેને શંભુએ તો લાવી ત્યાંહે. મુકયું માન સરોવર માંહે. ૨૯ થોડા દીનમાં થયું તે સવાયું હતું નીર તે આરધું છવાયું. ૩૦ ત્યાંથી તોય નદીમાંરે ત્યાગ્યું, ત્યારે સરિતાને સોષ્ટવા લાગ્યું. ૩૧ શંભુનાગણુ મળી ત્યાંહે, નાખ્યું મહાસાગર જળમાંહે. ૩૨ ઘોર ગર્જના અડમાં થાય, સઘળા સિંધુના જીવ અકળાય. ૩૩ ભારી પુષ્ટ તનુ તે કરે છે, જાણે સિંધુને ઢાંકણું દેછે. ૩૪ દેહસીંધુનો ત્યાંતડતડીયો, જાણેહોજ માંહાથીરેપડીયો. ૩૫ દ્રોણાચળ જળેકોગયું ઘાલી, એમઉદધી ત્યાંઉઠયોરેહાલી. ૩૬ થઈઅવધીપુરણજયારેતેહદીવ્યપ્રગટયો ત્યાંદેવનીદેહ; ૩૭ શુકલપક્ષનોશશીવર જેમ, પામે વૃદ્ધિકળા તેની તેમ. ૩૮ કરેગર્જનામહાઉન્માદ, પોંચેસ્વર્ગેસિંધુસુતના

૬. ૩૯ ખળભળીયાં તે સપ્ત પાતાળ, ડોલી ઉઠયા ત્યાં દશ દી
ગપાળ, ૪૦ દંત કર્મના ત્યાં તડતડીયા, ભુલા ભાનુ શશિ ર-
થ પડિયા. ૪૧ કરે નીરમાંરે નાશારે નાશ, ઉડે ઉદધીનું જળ
આકાશ. ૪૨ જેના પગવડે મેદની કંપે, ધાકે ધરણીના ધારણ
ચંપે, ૪૩ ચીસ ચૌદ ભુવનમાંરે લાધી, છુટી શંભુ સનકની
સમાધી. ૪૪ શુર સ્વરગતણા ખળભળીયા ઘણા માસ તે ગ
ર્ભનાગળિયા. ૪૫ફાટયું પગથીપાતાળનું પડીયું ઉચું આભેજઈ
મુસ્તક અડીયું. ૪૬ જોઈ ત્રાસ્યા ત્રિલોકીરે તાત. થાય આકા
શે ઉલ્કાપાત. ૪૭ શ્વાસે શૈલ શિખર તે ભાગ્યાં, તારાગંડળ
તુટવા લાગ્યાં. ૪૮ કરી ગર્જના ઘનસમ ગાજ્યો, ધ્રુવ ભાનુને
મંડળે બાઝયો. ૪૯ મેરૂ સરખો મહા જળે ધાય, તેની પાસે
ભુ નમતી જાય. ૫૦ ગ્રહે મચ્છ મગરનેરે ધીર, તાણી નાખે તે
સાગર તાર. ૫૧ નાસાનાસ કરે જીવ જંત, જાણે કલ્પનો આ
વ્યોરે અંતપરવીશ વારદ્રીવશ્નીરે માંય,ખુંદીસિંધુ વળેક્ષણ
માંય. ૫૩ ન સહેવાયો તે તીક્ષણ ત્રાસ, આવ્યો ઉદધી તે ઇં-
દ્રની પાસ. ૫૪ કરજોડીને લાગ્યોરે પાય, જાણે શક્ર કરે મારી
સહાય. ૫૫ સિંધુ કહે મુજમાં સુર એક, તેના બળથી ત્રિલો-
કમાં છેક. ૫૬ હુતા મીન મગર મહાધીર. તાણી નાખ્યા તેતો
યધી તીર. ૫૭ છે કોઅવતારી પુરૂષ અંગ, ભાગી ભુમી કર્યો ન
વ ખંડ. ૫૮ ઉભો ઉદધી કહેમુજમાંરે થાય, જાણ્યું સુધીમારૂં
જળ જાય. ૫૯ ભુખ્યો ભુરી પ્રબળ એ થાશે, આખી બ્રહ્માની

સૃષ્ટિને ખાશે. ૬૦ જાણુ તમને એ પાડંશે ત્રાસ, પછી પુરશે; સ્વર્ગમાં વાસ. ૬૧ ॥ વિશ્રામ ॥ વાસ સ્વર્ગમાં પુરશે, વારીશ વધો વચનરે; પુર્વે શબ્દ સુણ્યા થકી, ત્રિદશાધરૂજ્યો તનરે ૬૨ શક્ર સિંધુ સુર સર્વ લેઈ, તજી સ્વર્ગનો વાસરે: રૂષીગણ સાથે લેઇ વળ્યો, પંકજ સુતની પાસરે. ૬૩ ઇતીશ્રી પદ્મપુરાણે જાળંધરોપાખયાને રેવાશંકર વીરચીતે શંકર સ્વેદોદ્ભવ પુત્રોત્પત્તિ નામ દવીતીયો અધ્યાય: ॥ ૨ ॥

## અધ્યાય ૩.

॥ રાગ મેવાડો ॥ પુરૂહુત આવ્યો પોકારતો, હો પ્રજાપતિરે, રાખો શરણે મુને મહારાજ, કરીને કૃપા અતિરે; જળધીમાં પુત્ર કો પ્રગટિયો, હો પ્રજાપતિરે; તેણે વિશ્વને આણ્યું તાજ કરોને કૃપા અતિરે. ૧ ઊદધી મધ્ય ઊભો રહે, હો૦ જળ જાનુ શમાણું જણાય; ક૦ કરવડે સુર્ય ને સોમના, હો૦ રથ રોકી રાખ્યા ન ખસાય. ક૦ ૨ સ્વર્ગ સુધી એના શબ્દનો, હો૦ પર છંદા પડે ન ટકાય; ક૦ ગર્ભ ગળે સુણી ગર્જના, હો૦ કળ્યો કાળથકી ન કળાય. ક૦ ૩ વાત શુંરાની વર્ણવો, હો૦ તમો સૃષ્ટીના સરજનહાર; ક૦ કયાંથી પ્રગટીયો કોણ એ, હો૦ કે કોઈ ઈશ્વરનો અવતાર. ક૦ ૪ વિધી સુણીને વિસ્મે થયા, હો૦ જોયું ધ્યાન ધરી તતખેવ; ક૦ ઈંદ્ર પ્રત્યે એમ ઓચર્યા, હો૦ એને જીતે ન દાનવ દેવ. ક૦ ૫ સૃષ્ટિ મારીમાં ન સરજીયો, હો૦ છે કો અકળ કળ્યો નવ જાય; ક૦ બ્રહ્મસદન આ ડોલિયું, હો૦ સુ

ણી શબ્દ ન શૈલે ટકાય. ક૦ ૬ અજ કહે ઈંદ્ર તારાથકી, સુણ સુરપતિરે, મુને વેદના વસમીરે થાય; ક૦ ચાલો એ ચતુરનિદ્રા ળીએ, સુણ સુરપતિરે, જળધી તીરે સુર સહુ જાય. ક૦ ૭ ઈંદ્ર કુબેર વરૂણ એ, હો૦ દિવાકર નિશીકર આદી દેવ; ક૦ સિંધુની તીરે સુર જઈ, હો૦ સ્તુતિ ત્યાં વર્ણવે તતખેવ. ક૦ ૮ અચળ પુરૂષ તમે કોણ છો, હો૦ કળયું કોઈએ ન જાએ રૂપ; ક૦ ભય પ્રગટયો બ્રહ્માંડમાં, હો૦ છો કો બ્રહ્મ આ ભવનારે ભુપ. ક૦ ૯ કે કાળશિક્ષક છો તમો, હો૦ નમે અજ ઈંદ્રાદિક ઈશ; ક૦ કે સૃષ્ટિને સંહારશો, હો. કે છો જગતબીજ જુગદીશ. ક. ૧૦ પ્રગટ પુરૂષ પોતે થઈ, હો. આપો સુર સહુને દરશન; ક. સ્વરૂપતણી શંકા મટે, હો. થાય નિશ્ચળ અરવનાં મન. ક. ૧૧ સ્તુતિ મુનિગણ ના સાંભળી, હો. કુદી આવ્યો સમુદ્રથી બહાર; ક. અજ યોનિના ઉછંગમાં, હો. બેશી દાઢી ગ્રહી નિરધાર. ક. ૧૨ ધૃહિણ તેવે સમે ધૃજીયા, હો. જાણે ચિબુક કરશે ચુર; ક. ગરજી ઘનસમ બોલિયો, હો. થયા સ્તબ્ધ સુણી સહુ શુર. ક. ૧૩ કોણ તમો કેમ આવિયા, હો. હાલ શું છે તમારે કામ, ક. આજ્ઞા શી છે અમ વિષે, હો. બોલ્યા પંકજપુત્ર તે ઠામ. ક. ૧૪ માતપિતા કોણ તમતણા, હો કેમ સિંધુમાં પુરયો વાસ; ક. હું છું વિધી આ વિશ્વનો, હો. જોઈ પ્રાક્રમ આવ્યો તમપાસ. ક. ૧૫ સુણી સિંધુસુત બોલિયો, હો. મારાં જળધી તાત ને માત; ક. નામ મારૂં નીરૂપણ કરો, હો.

તમો વરદાયક વિખ્યાત. ક. ૧૬ અમી પતિ થાવાઅતિ ઘણો, હો. મુને અંતરમાં અહમેવ; ક. વળતી વિધી ત્યાં બોલિયા, સુણ સુરપતિરે, તું અજિત ત્રિભુવન દેવ. ક. ૧૭ જા તું સિંધુસુત વેગથી, કહે. પ્રજાપતિરે નગ્ર જહાં મથુરાં કહેવાય. ક. કૌચક નામનો નરપતિ, કહે પ્રજાપતિરે, તેની વૃંદાછે કન્યાય ક. ૧૮ તે તુજ ને પરણાવશે, કહે. પછે સોંપશે ધન ગજરાજ; ક. પતિવ્રતા છે તે પ્રેમદા, કહે. તેથી જીત થશે જગકાજ. ક. ૧૯ જયાં સુધી સ્ત્રી સત્ય રાખશે, કહે. ત્યાં સુધી ત્હારૂં કુશળ તન; ક. હરિહરથી તું જીતાયં નહીં, કહે. વિધી કહે તુને મારૂં વચન. ક. ૨૦ એમ કહીને આપી ગદા, કહે. જેથી જશ થાયે નવખંડ. ક. નામ જાળંધર તાહરૂં, કહે. સુણી પ્રેમ ત્યાં વાધ્યો પ્રચંડ. ક ૨૧ ॥ વિશ્રામ ॥ પ્રચંડ પ્રેમ ત્યાં વાધીયો, નમિયો જોડી હાથરે; તે મથુરાંને પંથે પળ્યો, ને સ્વરગે સુરનો સાથરે. ૨૨ પ્રૌઢ ગદા પાણુ ધરી જેમ માતો ગજરાજરે; રેવા રસિકને સમરતો, વળીયો કન્યા કાજરે. ૨૩ ॥ઈતિશ્રી પદ્મપુરાણે જાળંધરોપાખ્યાને રેવાશંકર વિરચિતે જાળંધર વિધી વરપ્રદાનોનામ તૃતિયો અધ્યાયઃ ૩

## અધ્યાય. ૪

॥ રાગ આશાવરી ॥ વાલ્મીકજી ભારદવાજને કહેછે, સુત શૌનક પ્રત્યે ગાયજી; સ્વામી કારતીકને શીવ કહેછે, પાંવન પરમ કથાયજી. ૧ ગદા ગ્રહીને જાળંધરચાલ્યો, ભાગતો પ

રવતપહાડજી; ઘનનાસેરખીગરજનાકરતો, કાળનાભાગે કમાડ જી; ૨ એરીતેજમુનાંતીરેઆવીગંભીરગર્જનાકીધી જી; મથુરાંનગરીમહીપતિસુદ્ધાં, હાકેહલાવીદીધીજી. ૩નગ્રમાંનાસાનાસકરેજન, પ્રાણુનહિકોઈપાસેજી; ભુપતિ કોચકને ભય પ્રગટયો, જોદ્ધો એ કેમ જીતાશે. જી ૪ મહિપતિયે મન એમ વિચાર્યું. જુધ્ધે નહી એ જીતાયજી; તેડી સચિવને સેન્ય સજાવિયું, મળવા સનમુખ જાયજી. ૫ ઢોલ મૃદંગ નગારાંરે ગરજે, ઉડે અબીલ ગુલાલજી; ગુણીજન ગાન કરે મુખ આગળ, તેવો સમે સહુ તાલજી. ૬ નગ્રપતી નીરમાન થઈને; મળિયો જાળંધર સંગજી; નગ્રમાં તેડીને વૃંદા તનયા, અરપી આણી ઊમંગજી, ૭ જામાત્ર કરી જાળંધર રાખ્યો, અનુપમ આપ્યો અવાસજી; વસ્ત્ર આભુષણુ ભાવતાં ભોજન, રમવારંગ વિલાસજી. ૮ એમ કરતાં મનમાં વિચાર્યું, જગતને જીતું જાઈજી; સૃષ્ટિમાં શક વરતાવું સઘળે. સમથ ભુપતી સાઈજી. ૯ ગજ રથ ઘોડા શાણગારી સેન્યા, આયુદ્ધ અંગે ધરિયાંજી; કટક કડાઝુડ કોડે લઈને, પલાણુ પાખરે કરિયાંજી. ૧૦ શકિત શાંગત્રિશુળને તોમર, ભોંગળ ભીડી માળજી; દેશ જીતવા દદામા દઈને ચઢીયો ગજ ભુપાળજી. ૧૧ જળહળ નેજા નૌતમ ફરકે, ચંદ્ર સુરજનાં ચીત્રજી; ગરદ્દ ઊડીને નભછવાયું, સંગે શોભિતા મીત્રજી. ૧૨ કટ કરી સેન્ય આવ્યુ કોકણુમાં, કાલગ કાબુલ દેશજી; કરણાટક કુરંગ ને કાશી, નેપાલ પુરવ નરેશજી. ૧૩ મ-

ગધ મારૂ મઈથીલ ભદ્રા, કામરૂ કચ્છ કનોજજી; અંગને બં
ગ તીવંગને તળવી. ખલકતાણી કરી ખોજજી. ૧૪ સાંધસો
રઠ મચ્છ મલ્હારે. જીત્યો પરવત પહાડજી; પુરવ પશ્ચિમ ઊ-
ત્તર દક્ષીણ, રાજમાં વરતી રાઢજી. ૧૫ ગજરથ ઘોડા રત્ન મ
ણીને, કુંદન દ્રવ્ય અપારજી; હીરા માણેક વસ્ત્ર વિવીધનાં, ગ
જ મોતીના હારજી; ૧૬ તેર ક્ષોણી સેન્યા તતપર; એકથી અ
ધીકો એકજી; મહા શુરવીરને સંગ્રામે જીત્યા, ત્રાશી ન મુકે ટે-
કજી. ૧૭ ખચર ઊંટ અજાનેરે પાડા, ભરિઆ ભાર અપારજી;
શુક સારિકાને હંસ કોકીલા, બોલે સાંજ સવારજી. ૧૮ સર્વ
સ્રષ્ટિની સ્મૃધિ, સંગે સઘળા ભુપજી; જાળંધર જગ જીતીને
આવ્યો, નગરે નીજ અનુપજી. ૧૯ આગળ ગજ જાળંધર કેરો
પાછળ સરવે નરેશજી; ઢોલ નીશાન નગારાં ઢમકે,આપ થયો
અવનેશજી. ૨૦ પુરની પ્રેમદા પોળેરે પોળે. પુષ્પ ગ્રહી રહી
બારીજી; ઉભી અગાશી અટારીએ સરવે, વિધીએ વધાવે ના
રીજી. ૨૧ ઓવારણાં લે અબળા ઓ ઉભી. ગાંધરવાયો ગુણ
ગાયજી આગળ અપછરા નૃત્ય કરે છે. નર નારી નગ્રેન
માયજી. ૨૨ વ્રંદા નારે નૃપતી નીરખી, મણી મુકતા
એ વધાવ્યોજી. આણુજ ફેરવી અવની માંહે, અધિપતી મં
દીર આવ્યોજી. ૨૩ શુક્રાદી દવીજકામ કરેઘેર, જાળંધર કેરા
જજી; ચમર છત્ર ધરાએ ચોગમ, સુંદીર સુખસમાજજી. ૨૪
રત્નસીંહાશન રાજા બેઠો આનંદમાં દીન જાયજી, કોટીક સુર્ય-

તણી શોભા ત્યાં, કવિએ ના વરણાયજી. ૨૫ નર સુર સરવે નીશ્ચળ થઈ બેઠા, વરતે ન્યાય વિવેકજી; રેવા રસી કઈચ્છાએ તેવે ઉપન્યુ કઉતક એકજી. ૨૬ વિશ્રામ ॥ કઉતક એક ત્યાં ઊપન્યું, કરતા હરતા જુગદીશરે; સભા મધે આવી પડ્યું, સ્વરભાનુનું શીષરે. ૨૭ ॥ સકળ સભા વિસ્મય થઈ, મુસ્તક દરશી ત્યાંયરે; જાળંધર તે જોઈને ખેદ પામ્યો મનમાંયરે ૨૮ ॥ ઇતિશ્રી પદ્મ પુરાણે જાળંધરો પાખ્યાને કવિ રેવાશંકર વિરચિતે દેશ વિજય રસવરણો નામ ચતુર્થોધ્યાયઃ ॥૪॥

## અધ્યાય. ૫

॥ રાગ ધનાશ્રી ॥ વળતીવાલ્મીકજીવદ્યાવાણી, કહેશૌનકનેસુતપુરાણીસભામાણીમુકતાનીરેછાજે, જાળંધરતેમધ્યેબીરાજે. ૧ નાટારંગત્યાં નૌતમથાય, ગુણી જનત્યાંગાંધરવીગાય, બંદીજનબેઠાજસબોલે, જોતાંમુનીજનનાંમનડોલે ર ઉભાશસ્ત્ર ધરી ત્યાં અનેક, બેઠા વિપ્ર જેમાં બહુ વિવેક; ત્યાં અચાનક કૌતુક અડિયું, એક શીશ આકાશેથી પડિયું. ૩ જોઈ વિસ્મય થયા સહુજન, ચમકયાં ચતુરતણાં લોચન; વિભુ સરવે ત્યાં વીસ્મય થાય, અરે દેવ આ તે શું કહેવાય. ૪ ભયભીત સભા થઈ સારી મહિપતીયે મન હીંમત ધારી; વહાલ શીશ દેખાડરવાન્યું ઉઠીઅધીપતિયેઆસનઆપ્યુપુછેજાળંધરહરખાઈ, કહોકયાંથીપધાર્યારેભાઈ ધડવિનાતમારૂઆશિશ, પ્રાણકયમ રહે તમ મારઈશ. ૬ પુર્વેઆપણેકયાંનોમેળાપ;કોણેવધ કર્યુંકહો

શીર આપ;નામઠામતમારૂં કહોભાઇઆગમનનું કહો પ્રયોજ
ન ગાઈ.૭કહેવાસુણુવાનુંકારણજેહ,કહોવિસ્તારીઅમને તેહ;
બોલ્યો સ્વરભાનુ વળતોરે વાણી, સાંભળ અધીપતિ આદર
આણી. ૮ આપણુ બંનેનું દુઃખ કહેવા કાજ, માટે આવ્યો
સભામાંરે આજ;ઋષિ કશ્યપકેરો હું બાળ,મારૂં રાહુ છે નામ
ભુપાળ. ૯ કેતુ મીત્ર છે મારો ભાઈ, પડયા તારક સ્થાનમાં
જાઈ; શીશ છેદાવ્યું મારૂં જેહ, શાંભળ કારણ કહું તુને તેહ.
૧૦ એકવાર હરિહર સાર, અજ ઈંદ્રાદિ મળી નિરધાર; તમ
તાત જે સિંધુમાં આવી, નાખ્યો મંદ્રાચળ ગીરી લાવી. ૧૧
વાસુકી નાગનાં નેતરાં કીધાં, નથી રત્ન તમારાંરે લીધાં; કીધુ
મંથને કપટ પ્રકાશ, રાખ્યા અસુરને આનન પાસ. ૧૨ સાહુ
પુચ્છ મળી સુર ત્યાંહે, કર્યું મંથન સાગરમાંહે; વ્યાળે વમન
કરી વિષ જવાળા, થયા અસુર અનુપ તે કાળા. ૧૩ ચૌદ રત્ન
તે ન્યારાંરે કીધાં,સંપી સુરે સહુ વહેંચી લીધાં; લોભી દેવે ત-
કાસ્યોરે લાગ, આપ્યો અસુરને એમાં ન ભાગ. ૧૪ સુરે કામ
કથાવ્યું તમારૂં, સુણી કાળજું દાઝે હમારૂં; જો પહોંચે તો
લ્યો હરિને હામ, કહું રત્ન તે ચૌદનાં નામ. ૧૫ લક્ષ્મી
કૌસ્તુભને પારિજાત;કામધેનુ ને વિષવિખ્યાત;ઐરાવત શશિ
મદિરા અમાપ, સુધા શંખ ને સારિંગ ચાપ. ૧૬ ધન્વંતરિને
રંભા નારી,ઊચ્ચૈઃસવા એ ચૌદ ઉચ્ચારી;રહ્યા સીંધુ ત્યાં મા-
થું રે કુટી, ગયા સુર સહુ મીલકત લુટી. ૧૭ હું તો રત્નાકર

સુખી સારો, થયો રત્ન ગયા પછી ખારો; ભોળા તાત તારાને ભમાવી, લીધાં પાપીએ રત્ન પટાવી. ૧૮ તારા તાતને મિત્રતા મારી, રૂવે મુજ પાસે શોક સંભારી; ખોઈ સંપતિ તે પરિતાપ; નથી જોવાતા એના અદાપ. ૧૯ કાલે આવીને સીંધુએ કીધું, મારૂં સહુ સુરે લુંટીને લીધું; ન દીઠું મુજમાં સુખ લેશ, પળ્યો પુત્ર દુઃખે પરદેશ. ૨૦ છતે વંશે છત ભેળી, એમ કહીને રોયા મન મેલી; કરો દેવની ઉપર દાવો, લુંટી તાતની સંપત લાવો. ૨૧ તમ તાત સુખી જયારે થાય; ત્યારે અંતર દાહ ઓલાય; કર્યું કપટ દેવે જે દિશ, ખોયું સીંધુને કાજ મેં શીશ. ૨૨ તારા તાતનું પક્ષ મેં ઝાલ્યું, સુર સહુ સાથે બળ નવ ચાલ્યું; સુણી સ્વરભાનુની વાણી; બોલ્યો જાળંધર ઉલટ આણી. ૨૩ કોણુ કોણુ એ રત્નના ચોર, કહોને જોઉં તેનું હું જોર; ટાળો સંદેહ આણેરે દિશ. કયમ અમર થયું તમ શિશ. ૨૪ સીંધુ મંથન કીધોરે જયારે, તમો હુતા સમીપ શું ત્યારે; મુને સંભળાવો એહ કથાય, પછી સ્વરભાનું બોલ્યોરે ત્યાંય. ૨૫ ।। વિશ્રામ ।। ત્યાં સ્વભાનુ બોલિયો, સુણ સીંધુસુત વાતરે; અસુરસુરે ઉદ્ધીધ મથ્યો, અંતર કપટ અઘાતરે. ૨૬ અરધ ભાગ કરી આણીયા, અસુર વલોવવા કાજરે; રેવા રસિકે છળ કર્યો, તે સાંભળો મહારાજરે. ૨૭ ।। ઈતિશ્રી પદ્મપુરાણે જાળંધરોપાખ્યાને કવિ રેવાશંકર વિરચિતે સ્વરભાનુ સભા સુભાષણો નામ પંચમો અધ્યાયઃ ।।૫।।

# અધ્યાય ૬.

॥ રાગ મારૂ ॥ વદે વાલ્મિકરે, ભારદ્વાજ શ્રવણે ધરે; સુત પુરાણીરે, શૌનક પ્રત્યે ઊચરે. ૧ સ્વરમાનુ ત્યારે, ભુપતને કહે સર્વેથી, આજ તંમ સમારે, સૃષ્ટિ વિષે સમર્થ નથી. ૨ મથ્યો સીંધુંનેરે, દેવ દાનવ બન્ને મળી; કાઢયાં રત્ન ત્યારે, સુરમાં પેઠા કાળેકળી. ૩ હરીહર મળીરે. અધર્મ અંતરમાં આદર્યો; મહીરા પાઇનેરે, દૈત્યને દેવે દગો કર્યો. ૪ સુધા પાઈનેરે સુરનું તે સંકટ કાપિયું. દીન દઈત્યને એક ન રત્ન આપીયુ. ૫ પેહેલો પીઊષનોરે, કુંભ અસુર લેઇ ભાગિયા; મોહની રૂપજરે. હરિ ધરીને લેવા લાગીયા. ૬ કોટી અર્કનીરે, કાન્તી ધરણીધરે ત્યાં ધરી; વાત વરવાનીરે, કહીને તે કુંભ લીધો હરી ૭ સભા સુરતણીરે, બેઠી સુધા પીવા કારણે; એણે ત્યાં ટાળિયારે, અસુર બેસાડી બારણે. ૮ વરૂણ વન્હિનેરે, વિષ્ણુ વિરંચી વાસવ સહુ; સોમસુર્યનીરે, વચ્ચે આસન મારૂં હતું. ૯ સુરના સમારે, દેહ શુશોભિત મેં ધર્યા; શશી સુર્યે ત્યાંરે, સંકેત શ્રીપતીને કર્યો. ૧૦ મેં અમૃત પીધુંરે, વિષ્ણુને વેર ત્યાં વ્યાપીયું, મુકી ચક્રનેરે, મુસ્તક મારૂં કાપિયું. ૧૧ તેથી અમર આરે મુસ્તક હું રાહુ રહ્યો પૃષ્ટ ભાગનોરે, કળી સાદ્રશ કેતુ થયો. ૧૨ સુર સુધા પીનેરે, સહુ મનમાં સુખીયા થાયા; વ્હેંચીરત્નનેરે, સુરસઘળા સ્વર્ગેગયા. ૧૩ શંખશ્રીઅનેરે, કૌસ્તુભસારિંગ તે હતી; ચાર રત્નનીરે, ચતુરભુજે ચોરી કરી. ૧૪ પારિજાતનેરે,

કામધેનુ મંદીર કહ્યાં; ઐરાવત રંભારે, સ્વર્ગ સુરનાયક લેઈ વહ્યો. ૧૫ મુખ સાતનોરે, અશ્વ અરૂણને આપિયો; સુધા કુંભ તેરે, શેષને સહને સ્થાપિયો. ૧૬ વિધુત વિષતણોરે, ઈશથયો અભીલાખિયો; ધનવંતરીનેરે, સઘળા સુરે મળી રાખીયો. ૧૭ જેમ અપુત્રનીરે, લક્ષ્મી લુંટાયો લોકમાં; તેમ તમ તાતનોરે, પ્રાણુ રહે સદા શોકમાં. ૧૮ છો સદપુત્રરે, માટે મમત મનમાં ધરો; ચ્યોને રત્ન તેરે, યુદ્ધ અમર સાથે કરો. ૧૯ પુત્ર તમ મમારે, વેરીની સાથે આફળે; ત્રણ રણથકીરે, ટાળસો તાતને કેઈ પળે. ૨૦ દુઃખ તાતાનુંરે ભાઘો તો ભાગ્ય અપાર છે નહીં તો ભુપતીરે, તુજ બળને ધિકકાર છે. ૨૧ વૃથા ભુપતીરે, જગતને જીતી વશ કર્યા, શુર શત્રુનેરે, નરપતિના નજરે ધર્યા. ૨૨ ટેક તાતનોરે, જો સબળો તમને હશે; ગયું ઘરથકીરે. એ પણ પુન આવશે. ૨૩ રિદ્ધિ તાતનીરે પરઘેર જો પડી રહે ખલુ; તો જીવ્યા થકીરે, મહા જનને મરવું ભલું. ૨૪ નથી પરિબળર, શું શુર શાથે ભીડવા; વાગ્યો મંદ તુંરે, પામર જક્તને પીડવા. ૨૫ હું તો સિંહજરે, જાણું તુને છેટો રહ્યા; પાસે મીછીયાર, શુર શિયાળ સામો થયો. ૨૬ તુજ કારણેરે, કઠણ વચન કહું સર્વથી; તુમાં ચોટીયોરે, સ્નેહ થતો ન્યારો નથી. ૨૭ એમ કહીનેરે, સ્વરભાનુ ઊઠયો સભાથકી, જાળંધરે તહાંરે, રાહુને રાખિઓ ત્યાં પછી. ૨૮ શુણો સ્વરભાનુરે, તાતરિપુ શુરજેટલા; કાઢી નાંખું તેરે, ત્રણ ભુવનથકી તેટલા. ૨૯ મા-

રા તાતનારે, રત્ન ચતુરદશ તે હરૂ; ભય બ્રંહ્માનેરે, વતન વખુટા હું કરૂં. ૩૦ ઇંદ્રાસન ખોદીરે, સીંધુ વીષે નાખું સહુ; વીધી વીષ્ણુનીરે એ પુરીપર બળત્રા બહુ. ૩૧ સ્વર્ગ મૃત્યુનેરે, પાતાળ શોધી માજે કરૂં, સહું સુરતણીરે, લક્ષ્મીને લાડલી એ હરૂં. ૩૨ ત્રિભુવન તણીરે, જ્યારે સમૃદ્ધિ ભોગવૂં; ત્યાર પુંઠળ રે મારે અન્ન આરોગવું. ૩૩ શોધી શુરતણાંરે, માહારે મુળ તે કાપવાં; દેવ દેવીનેરે, દાસ દાસી કેરી થાપવાં. ૩૪ યુદ્ધ અમર શુરે આદરૂં એ ઉરમાં ધરી; સભા સેન્ય સહુ રે પુરપતીયે ટોળે કરી. ૩૫ ગુરૂ શક્રનેરે, પુછ્યું ત્યાં રાજે પ્રેમ ધરી; ચાલોસંગ્રામેરે દેવનિ ઉપર દાવોકરી. ૩૬ ॥ વિશ્રામ ॥ દેવ ઊપર દાવો કરી, કરવો મહા સંગ્રામરે; ત્રાહે ત્રાહે ત્રિદશ વદિ, તજે સ્વરગનો ઠામરે. ૩૭ આઠ વર્ષથી એંશીનો, યુધ્ધે તૈયાર ન થાયરે, રેવા ભુપ કહે ઘાણીમાં, કચરૂં તેની કાયરે. ૩૮ ॥ ઈતિશ્રી પદ્મપુરાણે જાળંધરોપાખ્યાને કવી રેવાશંકર વિરચિતે સ્વરભાનુ સમુદ્ર મથન વિધિવરણોનામ ષષ્ટોધ્યાય

## અધ્યાય. ૭

॥ રાગ આશાવરી ॥ વાલ્મિક વળતા એણીપેર બોલ્યા. સાંભળો ભારદ્વાજ; ઢંઢેરો દીધો નીજ નગ્રે, રણ ચઢવાને કાજ. ૧ તત્પર તૈયાર થઈ સહુ સેના, વજડાવ્યાં નીશાન; કહે કાલે સંગ્રામે સજવું, ટેક ધરી તન તાન. ૨ રજની આજ વસો મંદિરમાં, ભુપે ભલામણ દીધી; જોદ્ધા સહુ ઊજાગરે સજતા, ન

રપતે નીંદ્રા કીધી. ૩ દિનકર ઊગ્યો શુરસઉ સજિયા, દાસે દદામું દીધું; કડે કમાલે કટક સજ્યુંને, રાયે ત્યાં રાવણું કીધું. ૪કેસરઘોળીકર્યો કસુંબો,કેશરિયાસણુગાર્યા; જરકશી જામાસ મશુરવાલે,મુકુટમનોહરધાર્યા.૫ કો અખતર પાખરને સાજે, આયુદ્ધ કોઈ સમારે; પ્રજા કરે પોકારજ કોની,કોની તે વનિતા વારે. ૬ ઝુલ્યો જરતારી ગજ ઊપર, ઘણુણુ ઘંટા વાગે; પાખ રિયાએ પલાણુ કરિયાં, રંગ મચ્યો ત્યાં રાગે. ૭ ગાડી ઘોડા રથ પાળા, ઊંટને મહિષ અપાર; લટપટી પાઘ ધરી લ્હેરંતી, અ શુર થયા અસવાર.૮ સાંગ શકિત પરિઘ પટ્ટિ. તોમરને ત્રિશું ળ; ખેટ ખડગ ખપ્પર તે ખડકે વિપરિત દળ વ્યાકુળ. ૯ ચમ કે ચંચળ અંગ અનોપમ, કોઈ રહેછે ફરતા; કોઈ અંત્રિક્ષ ર હ્યા અસવારો. ધરણીયે પગ નવ ધરતા. ૧૦ કો ઉડણુ અપલ ખી અનોપમ, કચ્છી કોઈ કુમેદ; લાલ પિરોજા કલીંગ કાળા- સ્વેત ભુખરા ભેદ.૧૧ કો જળચર કો જાંબુવરણુ, રીંછવરણુ કો જાતી; પાણીપંથા કોઈ પંખાળા, કોઈ મદઝરની નાતી. ૧૨ હણુહણુી રહ્યા હરિવદના કો. શામકરણના જોડા; પ્રવેશ પાવ ક માંહી કરે કોઈ, ગંગાજળિયા ઘોડા. ૧૩ બમે રાવત બાગગ્ર હે પણુ,વાજી રહે નહિ વાર્યા;સોનેરિ સામાન ધરિને,સાંકળીયે સણુગાર્યા.૧૪આભલીયો સરખા ગજ અનોપમ,માઅર મહા બળવાન; કસી શુંઢ સાથે તરવાયા, ઝગકે જરી નિશાન.૧૫ ત્રંબાળુને તુરાઈ ત્રીજું, દેરા દદામુ રે દીધુ શંખનાદ નોબત ગ

જ ઘંટા કટક કડા ઝુડ કીધુ ૧૬ કો કેસરિયા વાઘા પેહેરી, કોઈ રાતા; પુલના શેર શિશ ધર્યા કોઈ મધુ પીને મદમાતા. ૧૭ અપાર દળ દોદશ ઊભું ત્યાં, ભુમી ન ઝીલે ભાર; વૃંદા પાસે વીદાય લેવા, ભુવન ગયો ભરથાર. મહા સનમાન સતીયે કીધુ, ઊત્તમ આશન આપયું; અરઘપાદ પુજા કરી પ્રોત્યે, મુખ ચરણોદક સ્થાપ્યું. ૧૯ જાળંધર જુવતી ને કહેછે, સાંભળ વૃંદારે વાત; રત્ન ચઉદની ચોરી કરીને બેઠા ત્રીભોવન તાત. ૨૦ મારા તાતનાણી જે સંપતી,હેવે દગો કરી લીધી;શુરસાથ સંગ્રામજ કરવા, સેના તત્પર કીધી. ૨૧ વિદાય આપો વનિતા મુજને, તો સંગ્રામે હું જાઉ; રત્ન રાઢ કરી લેઉ સઘળાં, સ્વર્ગપતિને સાઉ. ૨૨ હરિહરનો ઉનમાદ ઉતારૂં, બ્રહ્મા ભુતળ પાડું; ઈંદ્રતણું અભિમાન મૂકાવી, અમરાપુર ઊજાડું. ૨૩ જે સીંધુને સંકટ કરતા, તે ચાંચડવત ચોળું; રમા ઉમા ઇંદ્રાણિ લાવું, સુર સંગ્રામે રોળું. ૨૪ વૃંદા વચન સુણિને વળતિ, સ્વામીનેસમજાવે; જાણ્યું ઘરથકી કંથ ગયા તો. ફરિ ન પાછા આવે. ૨૫ ।। વિશ્રામ ।। આવે પાછા નહીં ફરિ, એ પતિનું અભિમાનરે; તનમાં ત્રાસ પડયો પછી, મહિલા મહા મતિ વાનરે. ૨૬ કરજોડિને કરગરે, હૈયું નવ રહે હાથરે; રેવારસિક સુરપક્ષમાં, નહીં જીતાયે નાથરે. ૨૭ ।। ઈતિશ્રિ પદ્મપુરાણે જાળંધરોપાખ્યાને રેવાશંકર વિરચિતે સેન્યાસમુહ વરણોનામ સપ્તમો અધ્યાય. ૭

## અધ્યાય. ૮

॥ રાગ કેદારો ॥ વાલમીક ત્યાં વદેરે સુત શૌનકનિ પ્રત્યે ગાય; અબળા ઉચરેરે, લાગી પ્રાણપતીને પાય. ૧ સુત જળધિ સુણાર, વરણુ જે મુજ પાસે વાત; છે દિન દોહલારે, શત્રુવટ સુરની સંગાત. ૨ હું અબળાતણિરે, બુદ્ધિ પ્રાણપતિ છે હિન; ભવ બ્રહ્મા હશેરે, સઘળા સુર તેને સ્વાધિન. ૩ પિયુ પરવરોરે, કરવા સુર સાથે સંગ્રામ; તમ વિન છે નહિરે, મારે રસિયા રત્નનું કામ. ૪ દેવ દગો કરિરે, તમને દુખ દેશે ભરથાર; અળગા માં થશેરો, મારી સેજતણા શણગાર. ૫ હું મુખ જોઇને રે, જીવું કાળજડાની કોર; અંતરમાં વસોરે, મારા ચિતડાકેરા ચોર. ૬ પીયુજી પેટનેરે, ચોળે પ્રગટ થાશે શુળ; ઘેર સુખ ભોગવોરે, ઝાઝો લોભ તે પાપનું મુળ.. ૭ સુર શઠ છે સહુરે, કરશે કપટ તમોને કંથ; માટે ના જશોરે, ઓ પાતળીયા યુદ્ધને પંથ. ૮ મણિધરને મુખરે, કંથજી કર નવ ઘાલે કોય; નવનિત ના મળેરે, મહિ તજી મથવ કરતાં તોય. ૯ ધનને ધાતી ન થીરે, જીવું જીવણ તમને જોઈ; આ સંસારમાંરે કંથ વિના સગપણ નહીં કોઇ. ૧૦ આ અભિમાનનોરે, ત્રિકમ નહીં નભ વાદે ટેક; સત્ય ચુકાવીરે, છબીને છેલ છબીલો છેક. ૧૧ નમળું નાથજીરે, સમરથ હું કરવા ઉપદેશ; પણ કેમ જીતશોરે, હરિહર બ્રહ્મા શ્યામ સુરેશ. ૧૨ વાર્યું જો કરોરે, તો સુખ હાથ; કયમ જશ પામશોરે, વદતાં શ્રી વલ્લભની સાથ. ૧૩ રપટે

કરી ગયોરે, રસીયા રાહુ તમને બોધ; આપ અજાણુછોરે, કપ
રો કંસ અરીનો ક્રોધ. ૧૪ કંથ ન રાખીયેરે; કાચા કોઈને કહે
થી કાન; કે મુને મુકશોરે, રસીયા રાજ રખડતી રાંન. ૧૫ કર
શે કંથજીરે, પુરૂષોત્તમ ત્યાં સુરની પક્ષ; વિધી વાંકો થયેરે, ડ
હાપણુ કેમ નભશે છો દક્ષ. ૧૬ અજીત ઈશ છેરે, તમને તો
વઢવાનું તાન; રઢીયાળી નથીરે રાઠી છે મધુનું મધુમાન. ૧૭
કો જીત્યો નતીરે, કરતાં સુર સાથે સંગ્રામ; હારહૈયાતાણુારે.
હરીવર સાથે ઘાલો હામ. ૧૮ આ સુખ સંપત્તિરે, જીવન જે
જોઈએ તે ઘેર; ગજ રથ ઘોડલારે, માહાસુખ ને માધવની મે-
હેર. ૧૯ નવ ગ્રહે નાથજીરે. વાંકાથાતાં વીપરીત બુધ; ભજવે
ભાવ તેરે કરતાં અમરની સંગે યુદ્ધ. ૨૦ જશઃ જીત્યાતણોરે;
મળવા સુઝે નહી સ્વામીન; માટે કરગરીરે. અબળા કહે થઈ-
ને આધીન. ૨૧ વેળુ ચાટતાંરે, નાથ તપાસો લાધે તેલ; તમ
જીત્યાતણોરે, કમળાપતીના કરમાં ખેલ. ૨૨ પડવું સેજમાંરે
તજવોમુશ્કલ માયા પાસ. નાખી નાથજીરે, લેવી ગજ પાસે
થી ઘાસ ૨૩ કયમ જીતાય ત્યાં રે, સામા સૃષ્ટીભંજન શીવ;
નાથ નભે નહિરે, જગદાધારણુ સાથે જીવ. ૨૪ રૂઠે રામજીરે,
તો કરવો કોનો આધાર; પાછળ છે નહિરે, પ્રીતમ પુત્ર પીતા
ની ૦હાર. ૨૫ માઠાં મુજનેરે, સ્વપ્નાં આવે છે સ્વામીન; ર-
ણુમાં જીતવું રે તેતો ઈશ્વરને આધીન. ૨૬ ફરકે માહરૂં રે. પ્રા-
ણુજીવન જમણું લોચન; તનમાં ત્રાસછેરે, માઠા થાયછે મા-

નશુકન. ૨૭ થરથર ધ્રૂજતીરે, પ્રોઢી પડી પેટ ડીયામાં ફાળ; કહું છું કરગરીરે, માનો ભયભંજન ભુપાળ. ૨૮ હેવી દોહલીરે, બળીયા સુરની સાથે બાથ; નહીં દેખું ફરીરે, ચઢતાં રણમાં હરીને હાથ. ૨૯ વૃંદા ત્યાં વદીરે, લાગી જળધીસુતને પાય; ગરજી બોલીયોરે, વળતી ત્યાં જાળંધર રાય. ૩૦ કાયર કામનીરે, તેં નવ કીધો મારો તોલ, આ કયમ ઊચરીરે. બળત્રા પ્રગટે એવા બોલ. ૩૧ વિધી સુરનાંરે, ખોદું ખલક વિષેથી મુળ; ત્રિદશ નાટકેરે, જો ઈશ્વર હોય અનુકુળ. ૩૨ થાળી ઠોકતાંરે, ત્રાસે ત્રંબાળુ ધરનાર, તેમ એ તારૂણીરે, શું છે સુર મુજને કરનાર. ૩૩ પગના પ્રહારથીરે, સળકે સૃષ્ટિ ધારણ શેષ; વાંકો થાય નહીંરે, મારો કાળ પુરૂષથી કેશ. ૩૪ રત્ન હરી ગયોરે, કરીને કુમતી કર્મ કઠોર; કેમ મુકું જતોરે, ચત્રૂભુજ છે મારો ચોર. ૩૫ શ્રી સુધાં હરૂંરે, કાઢું વિષ્ણુને વનવાસ; રણરોળી કરૂંરે, તેવો ત્રિપુરારીને ત્રાસ. ૩૬ ધાઇ તે સમેરે, ભાગું વળતી બ્રહ્મસદન; જીતી ત્યાંથકીરે, બેસું જઈને ઈંદ્રાસન. ૩૭ પછી પાતાળમાંરે, નીધન કરૂં જઈ નવકુળ નાગ; આવો કયાં થકીરે, આવે યુદ્ધ કરવાનો લાગ. ૩૮ દશદીગ ડોલસેરે મારી રણમાં સુણીને ફાકજો મે સમેરે ચઢસે ભુમંડળ ચક ચાક. ૩૯ જશ જુગવ્યાપશેરે. પણ વરતાશે કાળો કેર; ત્યારે જાણજેરે, લીધું વિશ્વપતિશું વેર. ૪૦ અને ભાવી હશેરે. તો રણમાં પડશે મુજ શીશ; સત્ય નવ ચુકશોરે, છળ ના જો આવે

જુગદીશ. ૪૧ ।। વિશ્રામ ।। જો આવે જુગદીશ છળવા, પણ નાતજશોટેકરે; જુવતી રણુજીત્યાતણો, મુજનેભરોંસોએકરે ૪૨ વળતીવંદાત્યાંવદે, ભુલુંનહિંભરથારરે; આઅંતર કયાં આદર્યે. હૈયાકેરાહારરે ૪૩ઈતીશ્રીપદ્મપુરાણેજાળંરોપાખ્યાને રેવાશંકર વીરચીતેવંદાશિક્ષાવિનયવરણોનામઅષ્ટમો અધ્યાયા।।૮।।

## અધ્યાય. ૯

।। રાગ સીંધુ ।। જંજાળી જીવડે મુકિત જુકિતની ન જાણી. એ રાગ. મનગમતા મુજને મહાવનમાં કેમ મેહેલી, રાજ વિના રહેવાશે કયમ મેં, કોણ અમારૂં બેલી, પાતળીયા પીયુ જી, મહાવનમાં કયમ મેલી. ટેક. પણ સ્વામી સંસાર વિષે કહો, કયમ મારૂં પણ રહેશે; દુરીજન લોક એકલડી જાણી, ના કહેવાનાં કહેશેરે. મન ૧ પતિવ્રતાને પ્રાણુ ગયે પણ, કંથ વિયોગ ન સારો; જે ભે કરોછો જીવાણુ મુજને, વેળા કંઈક વિચારોરે. મન. ૨ અબળાનો અવતાર પરાધીન, પતિ પ્રત્યે નવ ચાલે; શુળી દુ:ખ સુર સાથે ોર તે, શોકયથકી બહુ સાલેરે. મન. ૩ શ્યામાને સુત હોય તો આવે, કોઈ દિન સુખનો વારો; બળંતાજી મુજને બતાવો, કંઈ ઊગરવાનો આરોરે મન. ૪ સુરીસુરીને જીવઆજાશે, જીવનપ્રાણુ હમારા; નાથ ખમાય નહીં જે થાઓ, આ નેણુાથી ન્યારે. મન. ૫ સતીને સ્વામીનું સુખ મીઠું, ખલક સહુને તે ખારો; કમળ નયન કરવાને બેઠા, મિથ્યા આ જનમારોરે. મન. ૬ નથી જાણુતા નાથ એકલી, કેમ નિવે

ડો કરશે; જ્યાં જઈને ઉભા રહીયે ત્યાં, ભોમિભારે મરશેરે. મન ૭ કંથ તમે ક્યાંના હું ક્યાંની, શીદઆપ્રીત લગાડી; મર્માળે મીઠે વચને મુને, મોહ મમતમાંપાડીરે. મન. ૮ નાથ નિકળો નગર તજી તો, ઊર આ ફાટી જાશે; મહા મંગળ મંદિર તે મુજને, ખાંતે ખાવા ધાશેરે. મન૦ ૯ ભાંમની કેરો ભારજ ભાગે સગાં ન રાખે કોઇ; પલક કલપસમ કયમ જાશે મેં, રાત દિવસ તેરોઈરે. મન૦ ૧૦ કંથ તમે તરછોડો ત્યારે, વા ચૈદ્દશના વાશે; સો સાચાં જુઠાંમાનીને,વહાલા વેરી. થાશેરમન૧૧નાથ વિના ન જવાય ઘેરથી, મહા સુંદર પટ પેહેરી; આળ ધરે અણુ ઘટતું થાયે, કાંટો વાડનો વેરી. મન૦ ૧૨ ખાનપાન નિંદ્રા નવ આવે, ગમે નહિ ગીત ગાણું; દલખોલી કોને દેખાડું, નહિં ઠરવા ઠેકાણુંરે. મન૦ ૧૩ મુગટ મણી માથે ત્યાં સુધી, મણિ કરતાં પણ મોંઘી; નાથ વખુટી નારી થાયે, કુશકા કરતાં સોંઘીરે. મન૦ ૧૪ મુકિતયારછો મનનાને તેમ, કરશો કંથ કિશોર; શ્ર ઈચ્છો તે કાજ કરો, હું અબળાનું શું જોરરે. મન૦ ૧૫ સુખે નાથ પળો સંગ્રામે, જીત તમારી થાજો; સત્ય ન ચુકું સ્વામી મારા, ચિત્ત ચાહે ત્યાં જાજોરે. મન૦૧૬ લ્યો આ પુષ્પતણી વરમાળા, સઘળા સુર જીતાશે; વિમળ મતિ મારી થાશે તો;આ ફુલ કરમાઇ જાશેરે. મન.૧૭માયાભેદ કરે નહીં તમને, વળી પાવક ના બાળે; વિકાર વિષ કરે નહીં તમને, ભુત પ્રેત ના ભાળેરે મન૦ ૧૮ જળનું જોર ન ચાલે તમ

પર, વાયુવેગ ના મારે; હરિહર અજ ને ગાંધર્વાદિ, તે તમને જોઈ હારેરે. મન૦ ૧૯ ગતિ કરે ધ્રૂવમંડળ મેરૂ, મર્યાદા દધિ મુકે; અગતિ થાશે શ્યામ સમરતાં, તો વૃંદા સત્ય ચુકેરે. મન ૨૦ પન્વગપતિ ધરણી નવ ધારે, સરિતા સિંધુ સુકે; વિધુ મંડળથી વન્હિ વરસે, તો વૃંદા સત્ય ચુકેરે. મન૦ ૨૧ નર મા દા મોતી રહે ન્યારાં, શશિ શિતળતા મુકે; ઊદયાચળ અસ્તા ચળ જાયે, તો વૃંદા સત્ય ચુકેરે. મન૦ ૨૨ મુજ સત્યનું તમ પાસ પારખું, એકે પુષ્પ નવ સુકે; ત્યાં સુધી સુરનાં આયુદ્ધ તે, નાથ ન આવે ઢુકેરે. મન૦ ૨૩ જાઓ જીત થાશે સુરસાથે, સંગ્રામે સુખકારી; વેહેલા વળજો પ્રાણપતિ છો, જીવનદોરી મા હારીરે. મન૦ ૨૪ ।। વિશ્રામ ।। મારી જીવનદોરી છે, ભવભોગી ભરથારરે; તમમાં તે બળ આવજો, તે બળ હસ્તી હજારરે. ૨૫ પતિને પુષ્પે વધાવિયો, વૃંદા લાગી પાયરે; રેવારસિક ને જીતવા, જો જાળંધર જાયરે. ૨૬ ।। ઈતિશ્રી પદ્મપુરાણે જાળંધરોપાખ્યાને કવિ રેવાશંકર વિરચિતે વૃંદાવિલાપ વરણો નામ નવમો અધ્યાય: ।। ૯ ।।

## અધ્યાય. ૧૦

।। રાગ મલ્હાર ।। ફુલડાંકેરી માળા, લેઈ કંથને કોટે દીધી; ત્રંબાળૂ ગડગડીયાંને, સેન્યા તતપર કીધી. સુખના સને હીરેરેરે હો, વેગે વહેલા આવજોરે. ૧ પાતળીયાજી પ્રીતડી બાંબાંધી, તન થકી તરછોડી; થોડા દિનને સારૂ, મનગમતી માયા

જોડી. સુખના૦ ૨ મનમેલા ના થાશો, હું દાશી દોષ વિચા
રી, પાતાળીયાજી પુરજો, અબળાની આશ. સુખના૦ ૩ જી
વણુ તમને જાતાં દેખી, પીડાણી મોહપાસ; મુજને કવેળાની
મુકી, અલબેલા વળજો આશ. સુખના૦ ૪ હરિહર અજની
સાથે, સંગ્રામે કેમ ભીડાશે; શુસવંતા શર આવે, તે રણમાં
કયમ સ્હેવાશે. સુખના૦ ૫ અમરાપુરના યોદ્ધા, સુર સઘળા
અતુલિત બળિયા; પ્રાણજીવન છો મારા, મહા કોમળ ને પા
તળિ. સુખના૦ ૬ સુર શત્રુનાં દળ તે, અણધાર્યા ઊપર ધાશે;
સ્વામી તે સંકટ ભાળીને, મારો જીવ ફટકી જાશે. સુખના૦
૭ મીઠે વચને મારા વાલા, મોહને પાસે પાડી; એ વેરણ વિધા
તા. કયાં આવેળા દેખાડી. સુખના૦ ૮ નાખી નાસો મુજને,
બંધીખાનાની બેડી; એ નાણદાના વીરા, તમ સાથે લ્યોને
તેડી સુખના૦ ૯ નાથ નમેરા તોડયો, તમે નેહ લપાડી નેડો;
મન મારૂ ના મુકે, કોડીલા વરનો કેડો. સુખના૦ ૧૦ શું જા
ણું મુજને, કેઈ જાતીનું કામણ કીધુ, તમે ચંચળવરણી ચા
લે, મારૂં ચીત્ત ચોરીને લીધું. સુખના૦ ૧૧ વૃંદાએ ત્યાં
વરને, કેસરની અરચા કીધી; શીર ફુલાનો શેરો, અરપીને
આશીશ દીધી. સુખના૦ ૧૨ સુર સંગ્રામે જીતી, વરરાજા
વહેલા વળજો; કરજોડી કહે છે કન્યા, મહારાજ મનોરથ
ફળજો. સુખના૦ ૧૩ રોયેલાં લોચન રાતાં, ઝબકે આતશ
અંગારા; વૃંદાને ત્યાં વહેછે, બે આંસુ ધારા સુખના૦ ૧૪ જો

મ રૂડો દેહ મુકીને, જંજાળી જીવડો થાયે; તેમ પતિ પરદેશે જાતાં; જુવતીને દુઃખ થાયે. સુખના૦ ૧૫ શિઘ્રસધારો સ્વામી, મુહુરતની વેળા વીતે, હરિહર સુર સંગ્રામે, લડતાં નહિં તમને જીતે. સુખના૦ ૧૬ એમ કહીને અબળા, અળગી રહી નાથ નિહાળી, ત્યાં જાળંધર ચઢીયો, રણના રથને સંભાળી. સુખના૦ ૧૭ સાબેલાના સરખા, સજીયા સંગ્રામે જોડા; હણુ હણુના ત્યાં હાકયા, ગંગાજળિયા ઘોડા. સુખના૦ ૧૮ સોનેરી સુરવાલો પેહેરી, ધુમતડે ત્યાં નોંધી સેલાયે જરતારી કસકસતી કમ્મર બાંધી. સુખના૦ ૧૯ બખતર પાખરવાળા, બળવંતા યોદ્ધ અપાર; ભુમીનું પડ નમિયું, ભુરીદળ તેને ભાર. સુખના૦ ૨૦ ઘન સરખા ગજ કોટી, ત્યાં ઊભા છે મદવાળા; અશ્વ અનોપમ છોડયાં, પાખરિયા ને પંખાળા સુખના૦ ૨૧ ત્રંબાળુ ત્યાં વાગે ને, ગરજે ગોમુખ ત્યાંહે; શરણે શંખને શબ્દે, ઉરવી કંપી રણમાંહે. સુખના૦ ૨૨ આગળ પાછળ ચાલે, અતુળીત દળ એકી આળે; જેમ સીંધુપર વેણીએ, ત્યમ તંત મળ્યો છે ત્રાળે. સુખના૦ ૨૨ કો ગજ રથપર ચઢિયા, કો ઊંટ ઊપર બેઠા; કો સજિયા સુખપાલે, કો પાલખિયોમાં પેઠા. સુખના ૨૪ કો પાડાપર બેઠા, તે અસ્થિ કરમાં ધારી કો ખાંતીલે કીધી, ખચ્ચરની અસવારી. સુખના૦ ૨૫ ગજ ઊપર નોબત ઝબકે, નવરંગી નેજા ફરકે; પરિઘપટ્ટી કરમ, તેમ ચોદશ ભાલા ચળકે. સુખના૦ ૨૬ સોસાભરના પેહેરી, દારા

પુરૂષે સુરવાળ; ચાર ચરમના મોજાં, કંપે દરશીનેકાળ. સુખના૦ ૨૭ ભડ ભાથાને ભીડી કરમાં તીરકસને તીર; વાસવ સાથે વઢવા, વિસર્યા સઘળા વીર. સુખના૦ ૨૮ સોનાનીસાં કળીચે, ગજ ઘંટા ગંભીર વાજે; ગજ કાળાનેગરજે, જેમ આકાશે ઘન ગાજે. સુખના૦ ૨૯ રવિ રેણુથી છાયો, જયમ પડીયો સંધ્યાકાળ; અગણીત સેના લઈને, આવ્યો અમરાપુર ભુપાળ. સુખના૦ ૩૦ સીંહુનાદથી વાગી, ત્યાં સહુ:શુરાની હાક; શુર નાયકનું સ્વરગ, ચકમંડળ ચડિયું ચાક. સુખના૦ ૩૧ શુર સઘળા સપટાયા, જેમ કાળે કરમાં લીધા દારૂણ દલ ને દેખી દેવે દરવાજા દીધા. સુખના સાગરરેરેરે હો, વેગે વહેલા આવજોરે. ૩૨ સંતાવાને શોધે, સહુ ત્રિદશ પામી ત્રાસ, સીંધુ ત્યાં પર્યો, એક ચાકર પુરંદર પાસ; જાળંધરને જાણીરેરેરે હો, ઈંદ્રઉ દાશીઓરે. ૩૩ કીંકર ત્યાં કરજોડી, શુરપતિને લાગ્યો પાય; કહે મુજને મોકલીયો, જે મથુરાંપુરનો રાય. જા૦ ૩૪ સાગર મથન કરીને, જે રત્ન તમે હોય લાવ્યા; તે લેવાને અરથે, ઉદધીના અરભક આવ્યા. જા૦ ૩૫ અરપો રત્ન અમારા, કે અમરાપુર ઉથાપો; એમ નજરમાં આવે તો યુદ્ધ અમોને આપો. જા૦ ૩૬ તેમાં નહિ માનો તો કરનું બળ દેખાડું; ખરતાળે ખોદીને, અમરાપુર ઊજાડું. જા૦ ૩૭ વાંકા વેણ સુણીને, ત્યાં વાસવ બોલ્યો વાણી; કોણ જાત સુત કોનો, મરવા ઈચ્છે મદ આણી. જા૦ ૩૮ શક

કહે મેં સાહ્યું. તે કાળ મળે ના કહાડું; હોઉ પુંરનો અભીલાષી સંયમની પોંચાડું. જા૦ ૩૯ શક્ર કહે શું સમજી, વઢવા આવ્યો સુર સાથે, મંદમતી શું તુજને, કયા મરણ ભમેછે માથે, જા૦ ૪૦ સુર સાથે લડતાં નહિ થાયે, માત પીતાનો મેળો; જા જીવ લઈને પાછો, થા ભામનીયોના ભેળો. જા૦ ૪૧ કબંધ કષ્ટે થાશો, તો કામનીયો કળકળશે મંદમતીઆ મોંઘો, મનુષ્યાદેહ ક્યાંથી મળશે. જા. ૪૨ કીકર જઈને કહેજે, જો મૃત્યુ હોયજ દુકું; તો વઢવાનેવાધો, પણ માર્યા વિના નહી મુકું. જા ૪૩ સેવક સુણીને ચાલ્યો, જઈ જાળંધરને કીધું; દેવપતીને દમવા, નરપતીયે નીમજ લીધું. જા. ૪૪ અમરાપુરમાં યોદ્ધા મહા, મહા સુરને મારી મહાલો; શચીપતીને શોધી, જાળવીને જીવતો ઝાલોજા. ૪૫ રીસ કરીને રાયે, ત્યાં જોદ્ધ વકાર્યા ઝાઝા; સુર સઘળા સળવળીયા, દે દોદશનાદરવાજા. ૪૬ દેવે દુંદુભી દીધું. ત્યા જઈ પુરંદર પોળે; તંત્ર તાર એકથઈને, ત્યાં ત્રિદશ મળિય ટોળે. જા. ૪૭ બખ્તર પાખર ને ભાથા, અમરે ત્યાં અંગ ધરાવ્યાં; ભુપતી સાથે વઢવા, ઊઘાડાં આયુદ્ધ સાહ્યાં. ૪૮ અઈરાવતને શણગારીને, તે ઉપર આસન કરીયું; કુલીશ કરમાં ઝાલી, શીર મેઘાડમ્બર ધરિયું; જા. ૪૯ અસુર ઊપર આગમીને, સહુ દળ આવ્યું દરવાજે; કોપ કપાળિને કીધો, જેમ ત્રિપુરાસુરને કાજે. જા. ૫૦ ।। વિશ્રામ ।। ત્ત્રિપુરાસુરને કાજે ર્યો, જેમ કપાળિયે કોપરે; તેમ જાળંધર ઉપરે,

ઈંદ્ર થયો આટોર્પરે. ૫૧ સુરની સેન્યા ત્યાં સજી, ગરજે નોબત ઘાયરે; રેવા સુરઅસુરનો, સંગ્રામ કેવો થાયરે. ૫૨ ॥ ઈતીશ્રી પદ્મપુરાણે જાળંધરોપાખ્યાને કવી રેવાશંકર વિરચિતે જાળંધર સ્વર્ગપ્રવેશોનામ દશમો અધ્યાય: ॥ ૧૦ ॥

## અધ્યાય. ૧૧

॥ રાગ ધનાશ્રી ॥ વદે વાલ્મિક વળનારે વાણી, કહેશૌનકને સુતપુરાણી; શાંગ્ય શક્તિ ત્યાં વાસવે લીધી, સેનાસુરની ત્યાં સાવધ કીધી. ૧ જોડયા મનવેબી તોખાર ત્યાંય શોર.સબળો થાયે શ્વરગાંય; સુર સંગ્રામે તતબલ થાય, જોઇ વીનતાઓ વ્યાકુળ થાય. ૨ આવે ઘરમાંનેબારણે જાય. લાગે વળી વળી પીયુજીને પાય; કોઈ કહે પળો પીયુજીરે વાટે. કોઈ સંપતી સદનેરે ડાટે ૩ કંથ બારણે શસ્ત્ર ને કહાડે મહીલા તે લેઈ સદને સંતાડે કરે કંથ તે યુંવતિને અળગી, તોયે વીરહાણી નાથને વળગી. ૪ કામ કંથજોતાં જેને જાગે રણ જાતાં ઋડ ! રતિ મારો; જેમ એક ઘટિપતી શોધે, સાધ્ય વસ્તુ સો સ્થાનક શોધે. ૫ શસ્ત્ર જે હોય સદને રખડતું, આળાગુ મુકી કહે નથી જડતું; જાણુંવે ઉપરથી ઝાઝી બાક, ખાય છળ કદી બળથીરે છીંક. ૬ એમ વિનતાઓ વ્યાભુ થાય, જાણે જીવન બહાર ન જાય; ઊભી આળશ અબળાઓ મોડે. કોઈ વાહ્યા છે વાંકે અંબોડે. ૭ કોઈ ઉભી છે ઝીણાં ચીર પહેરી, કોઈ લટકાળી છે લચી લેહેરી; :જાય ગોવીંદનું મન ગાંજી, એવી

અણીઆળીઆં ખડી આંજી. ૮ નથી વાર મુની મન મોહો
તાં, ઘણું આવડે છે હસતાંને રોતાં; ચિત્ત ચપળ ઠરે ન ઠેકાણે;
બેલે સુંદરી શણગટ તાણે. ૯ રણભોમિમાં ભરથાર જાતાં,
કર્યાં લાડિયે લોચન રાતાં; પાળ્યા શક્રને તાપે ન ખળિયા, કો
ઇ ગજ રથ ઘોડલે ચડિયા. ૧૦ લે ઓવારણાં નરખીને નારી,
કરી, ત્રિદશ સેન્યે તઈયારી; સરખા સાથી છે સુરનારે જોડા,
એવા ઊછળે આકાશે ઘોડા. ૧૧ ગરજે દુંદુભી ગોમુખ ત્યાંહે,
ચઢયો સ્વર્ગપતિ રણમાંહે; સોર સેન્યાનો સબળોરે થાય, કો
ટી શંખનો સાદ પુરાય. ૧૨ હાથી મદઝર ત્યાં હલકાર્યા, ન
થી વીર રહેતા ત્યાં વાર્યા; દળ વાદળ પ્રગટયુંરે પુર, જાણે સૃષ્ટિને
ભાગશે સુર. ૧૩ કોઈ ચંચળ રથપર ચઢિયા, કોઈ પાલખિયો
માં પડિયા; જાણે ભારિ ભવાનીના પાડા, મુકયા છોડી ત્યાં મ
લ્લ અખાડા. ૧૪ સાંકળ ગજના તે પગમાં નાંખી, સુંઢે બેધા
રી શકિતરે બાંધી; છાંટયો મૃગમદ મારગ પાસ, પુલ્યો કરવા
ળાં નો કાસ. ૧૫ સેન્યા શક્રનું સંગ્રામે ચાલ્યું, ભારે ભોમંડ
ળ નભ હાલ્યું, કદી અસુરના દલપર દોટ, કુદી પડિયા કો સ્વ
ર્ગનો કોટ. ૧૬ મદમાતા તહાં તડતડિયા, તુટિ અસુરની ઉપ
ર પડિયા; ત્યારે સિંધુસુતનું દલ્લ ધાયું, મળિ સેન્યા બે યુદ્ધ
મંડાયું. ૧૭ ગજે ગજ રથે લડે ત્યાંહે, પાળે પાળા મળ્યા રણ
માંહે; અશ્વે અશ્વ શુરા સાથે શુર, મલિયું દ્વંદ્વ યુદ્ધ બલ્લ પુર.
૧૮ કરે વિર પરસ્પર વાદ, શક્રે સીંધુસુતને કર્યો સાદ; રત

લેવા શું સમજીને ધાયો, અલ્યા ભૃતયુને માગવા આવ્યો ૧૯
મંદ થઈને બેઠા તું નરનાથ, નથી ભાળ્યા તેં સુરના હાથ; પા
મર પોત પ્રકાશમાં તારૂં, નથી સીંધુ મથ્યો તુજ સારૂ. ૨૦
મંદભાગ્ય ને મહા સુખ માગે, તેના સુતેલા શત્રુરે જાગે; શર
ણાંગત ધન કૃપણુ ગણાય, સતિ સુંદરી શેષ ફણાય. ૨૧ ચાર
વસ્તુએ અમુલ્ય ગણાય, પતિ પુંઠે એ પારકાં થાય; શુણી
સ્વરગપતિનાં વચન, તેવે બોલ્યો તેતા ચધિ તન, ૨૨ આ
વ્યો શિક્ષા કરવાને હુંય, મારા તાતનો તસ્કર તુંય; રત્ન કપટે
લીધાં તેં કંગાલ,નોહ્યતારાતાતનોમાલ. ૨૩ માનમદતારો હું
મોડું,શચી સાંખ્યે ન જીવતો છોડું; બોલાબોલી કરતાં ચીત
ચાલિયાં, ઉઘાડાં આયુદ્ધ ઉછલિયાં .૨૪ થાયે પરદલ સેનારે
પાવ,વરસે બાણુતણો વરસાત;પડે મુશલ મુદગલ માર,શકિત
શાંગ્યાના થાય ઝબકાર. ૨૫ કોનાં શિશ સમુલાં જાય, કો
ના પત સાથલથી કપાય; કરે શુર ત્યાં કોપીને ચક્ર, ચિરાઈ જા
જાય ત્યાં રથનાં રે ચક્ર ૨૬ કોઈ ગજ રન ઝાલી ઉછાળે, શીર
સુરનાં તે અશુર અફાળે; પડે પટ્ટિ પરીઘ ને પાસ, કરે શુર દળ
નાસારે નાસ. ૨૭ કોપી અશુર ત્યાંહાંગડગડીયા, તુટિ ત્રીદશ
ઉપર પડિયા; પાડે ચોગમ હસ્તિરે ચીસ, ફાટયાં કંઈક શુરા
નાં શિશ. ૨૮ કોનાં શસ્ત્ર તે કરથકી પડીયાં, ચાકે ચક્ર તે રથ
નારે ચડીયાં; પડિયા મદઝર મહા બલવાન, મારી સેન્યા થયુ
સ્મશાન. ૨૯ વાગી જાળંધરની ત્યાં હાક, ચદયું સ્વર્ગ અમ

સ્નુંરે ચાક; નાઠા શુરસહુ મુકી મરીયાદ: કીધો શક્રે ત્યાં સાં-
હુનો નાદ. ૩૦ હસ્તિ અઈરાવત હક્કાર્યો, હણુવો સિંધુના શુ
તનેરે ધાર્યો; મુકયું કરકટી વજૂ કકોર, ધાયું સમસમ કરતું
રે સોર. ૩૧ ત્રાહે વરતાયો ત્યાં ત્રિલોક, પડયો સેન્યાપતીનેરે શોક
ચીરાઈ ઉઠયાં ત્યાં રથનાંરે ચક્ર, દ્રષ્ટી વાસવે કીધીરે વક્ર. ૩૨
વજર સિંધુના શુતને ના નડિયું, જેમ પુષ્પ પર્વતપર પડિયું;
પાછું વજર ગયું પુરૂહુત પાસ; થયો તવ શચિનાથ નિરાશ.
૩૩ ધાયો ત્યાં સિંધુસુત બળપુર, નાઠા દ્વાદશ સઘળારે સુર;
નથી વાટ જોતા રણુ વાળી, નાઠો પુરૂહુત પાછું રે ભાળી. ૩૪
દોટ દેવની પાછળ દીધી, ગદા સીંધુસુતે કર લીધી; પેઠો સ્વ-
ર્ગમાં સુરનોરે રાજા; દીધા દ્વાદશના દરવાજા. ૩૫ મુકી દાન
વે પાછળ દોટ, તોડી પાડયો સ્વર્ગનો કોટ; વાળ્યો સુર સે-
ન્યાનોરે ઘાણુ થયું સ્વર્ગવિષે ભુમરાણુ. ૩૬ નથી સુરને સં
તાવાનું જડતું, મુકે અમર અટારીથી પડતું; ધ્રજી ઉઠિયા યો
દ્ધાની ધાકે, કોઈ ટાંકામાં પેસવા તાકે. ૩૭ કોઈ યુવતીનાં
અંબર ઓાડી છીયે કામની કહે કરજોડી; સુર સંતાડે મુછને ડા
ઢી, બેઠા ઘરમાં તે ઘુંઘટા કાઢી. ૩૮ કોઈ બેભાન થઈનેરે બેઠા
શક્ર સિંહાસન તળે પેઠા; કંપે સુર અસુરને કરોધે કોઈ ભુવ-
નમાં ભોયરાં શોધે. સુર સંતાયા તે ખોળી કહાડયા, શોધી
સ્વર્ગથકી તે નસાડયા; જાણે આવી છે અદ્દલ ઢુકી, નાસે ભુવ
ન ભરેલાંરે મુકી. ૪૦ વાળ્યો સરવે સેન્યાનો જોઈ રોળ, નાઠા

ઈંદ્ર નાસે જેમ કોળ;-પળિયો જાળંધર પણ લીધું, આખું સ્વર્ગ તે ઉજડ લીધું. ૪૧ મુકયો સ્વરગે બળિ દાનવ ભુપ,ધાયો સુર પુંઠ કાલ સ્વરૂપ; બીક અસુરનીઅંતર આણી નાઠો ઈંદ્ર તજીને ઇંદ્રાણી. ૪૨ ાા વિશ્રામાા ઈંદ્રાણી તજીઅમરપતી, ના નાઠો પામી ત્રાસરે; ગયો ત્રાહે પોકારતો; પરમમેષ્ટીની પાસરે ૪૩ કમળાસરને કરગરે, હારી ઉરની હામરે; રેવા કૃપણુ કંગાલ થઈ, માગે ઠરવા ઠામરે. ૪૪ ાા ઈતીશ્રી પદ્મપુરાણે જાળંધરો પાખ્યાને કવી રેવાશંકર વીરચીતે શક સિંધુતનુજ શંગ્રામ વરણો નામ એકાદશમો અધ્યાયઃ ૧૧

## અધ્યાય. ૧૨

ાા રાગ દેવગંધાર ાા શ્રષ્ટા પાસે સુરપતિ આવ્યો, તનમય ત્રાસી જાતાં; થરથર ધૃજે શ્વાસે ભરાયે, રોશે લોચન રાતાં. ગદગદ કંઠ થયો ગતિભંગ ત્યાં, દેવતણું દુઃખ પાતાં; કમળાસન મારૂં આ સમે કષ્ટ નિવારો, સીંધુસુતથી સૃષ્ટિ કરતા,આવેળા ઉગારો. કમ ૧ ભ્રષ્ટ ભાગ્યનું ફલ હું પામ્યો, થઈ જાળંધર ભેડો; તાત તેહના સાથે છે મારો, જાણોછો તમે નેડો; પણ કુમતી કરમે કોપીને, કાળે લીધો કેડો. કમ૦ ૨ ભારી ભયદેખીને દુઃખથી, દેવતણા દલ નાશ્યાં; સંકટ ના સહેવાયું ત્યારે, ત્રિદશ ટોળાં ત્રાશ્યાં. અમરાપુર ઉજડ પાડીને, હરણ હરામે વાશ્યાં કમ૦ ૩ દુઃખવેળા દોડયો તમ પાસે, આરતબંધુ આવું ખરા કશ્ટનો કરી ખુલાસો, જીવની ગોઠે જવું; લખ્યું લલાટે

તમે હશે કે, આ નીપજશે આવું. કમ૦ ૪ ખરે બપોરે ખુંચી ને પુર, કષ્ટ દેઈને કહાડયા; રઢિયાળે રાઢી કરી રણુમાં, અમને આડા પાડયા; નાક લીટીયે કર્યે ન મુકયા, નમ્ર થકીજ નસાડયા. કમ૦ ૫ તિવ્રતાઓઓ પરદે રહેતી, તે થઈ રાન રખડતી સુધાસ્વાદ સ્વરગેલેતોતેભાજી ના મળેજડતી; પ્રજાપતીપડયો હું તે, કળ નથી મુને પડતા. કમ૦ ૬ ઝેર કર્યો જનમારો જુદ્ધે મેં પણ ખોયું મારૂં; બહાર નથી રાખ્યું બળ હારી; મેં બોલ્યાનું બારૂં; દેખે નહીં દુરીજન તે સ્થાનક ઘોસંતાવા સારૂ. કમ૦ ૭ વિધિ તમારા વિશ્વવિષે મુને, આવો યોદ્ધ ન મલીયો; વજન વપુ અડકયું નહિ તેથી ગર્વજ મારો ગળીયો, કઠોર કર શરથી લાગ્યો મુને, બાણાસુરથી બલીયો કમ૦ ૮ એ અતુલીત બળિયો ધારે તો, આભ ઊડળમાં ઘાલે; વજ્ર વજ્યું પાછું તેના પર હરીનું ચક નવ ચાલે; હિંમન કેમ ધરાય એની, હાક મેરૂ હાલે કમ૦ ૯ અવીદ્વીત હોય તે જળધીતનની, આગળ આપ વખાણુંજોરજથારથ જાળંધરનું, તે મારૂં મન જાણે; એનાસાથે યુદ્ધજ કરતાં, આવેઅંતપુરપતિઆણે. કમ. ૧૦ પણ પુનરથી પણ એ સાથે, વીસ વસા હું હારૂ; હંસારૂઢ હિમ્મત હાર્યો તે, મન નામાને મારૂં; સ્વરગતણા સુખના સંકટથી સંન્યાસીપદ સારૂ કમ ૧૧ અનેક અસુર હણ્યા પણ આણે, કીધો સેત્રટ શાખો; ઉગારો તો આપ ઉપર છે, એક મને અળી લાખો; પાપી પગલે પુંઠે પડયો છે, માટે શરણે રાખો. કમ.

૧૨ જગકર્તા કહે જા ભાઈ યાંથી, પીડસે મુજને પાપી; તુજ સરખો મુજને કરવાને, ઈચ્છે દુઃખ અલાપી, ઘર ઘાલ્યું મેં વાત સુણીને, ચિત્તમાંચિંતા વ્યાપી. કમ૧૩શ્રશિટકરતાસટપટીયા કહે, મારીશીગતથાસેચરણુનમુંચતુરાનનકહેતેંવીરામુનેરખાસે સલીમસુતનોસાદસુણીનેમારોજીવફટકીજાસે. કમ૧૪એઉદ- ઉદ્દભવિયો તે, સુણીને ઊર ઊચાટયું; બ્રહ્મા કહે ભીતિ પ્રગટાવી, તેં શઠ વાળ્યું સાઠું; મંદમતિ મારી કયાં આવી, તેં પડતા ઉપર પાટું. કમ૦ ૧૫ વાસવ વજવડે જીવું મારે, શે ઉગર્યા નો આરો; તમરૂ બોલે ત્રાશી જાયે, મૃહીણુનો એ ધારો; તેમ જાણુંછું તદપી આવ્યો, ભાર ભાગવા મારો. કમ૦ ૧૬ શું સમજી સંગ્રામ કર્યો તેં, લાગ્યો છળી છપાવા; બ્રાહ્મણુભટ સાથે ન ભડેને, જાયની માપ ગમાવા, કંજકુંવર કહે તું કયાં આવ્યો માર મુને ખવરાવા. કમ ૧૬ મન માને ત્યાંમઘવા જા મેં ના ભાઈ તુને રખાય, જાળંધરકેરા કાળ કોપથી, કોઈએ પક્ષ ન થાય શ્રીજીને શરણે જઈએ તો, સંકટ કરસે સહાય, કમ. ૧૮ બ્રહ્માઈંદ્ર વરૂણને સુર સહુ, સીંધુને ત્રઠ આવ્યા, અચળ પુરૂષ ને આરાધીને, તનના તાપ સમાવ્યાઆરતબંધુરમાકાંતને, રણુ સારૂ રીઝાવ્યા. કમ૦ ૧૯ વિનતેષપર વિષ્ણુ બેશી, આવ્યા કુંજવિહાર; શંખ ચક્ર ગદા પદ્મ લેઈને, કૈમદકી કરમાં ધારી, રંભા રસીકને લેઈ આવ્યા, જયાં અસુરતણો અધીકારી. કમ. ૨૦ ।। વીશ્રામ ।। અધીકારી અર્ણવસુત, જયાં

પડિયો રણુમાંહેરે, સુર સેન્યા ટોળે કરી, ત્રીકમે આવી ત્યાંહેરે ૨૧ દીધાં દુંદભી દેવના, ફરી મચ્યો સંગ્રામરે; ઈંદ્ર કહે એ વીનાશીને, એ પેલો ગુણગ્રામરે. ૨૨ ॥ ઈતીશ્રી પદ્મપુરાણે જાળંધરોપાખ્યાને કવી રેવાશંકર વિરચિતે વાસવ બ્રહ્મા-સ્તુતી વરણોનામ દ્વાદશો અધ્યાય.

## અધ્યાય. ૧૩

॥ રાગ ટોડી ॥ વાગી ચોદશ રણુમાંરે હાક, એ ધીર ધાયો; જેણે સ્વરગ ચઢાવ્યું ચાકરે, તે વીર આવ્યોરે. ૧ રાતો રથ જેના ઘોડા શ્યામરે, તે ધીર ધાયોરે; જેની કાંતી દેખીને લાજે કામરે, એ વીર. ૨ જેના રથપર નીલ નીશાનરે, તે ધીર જેના કરમાં છે કાળી કમાનરે, તે વીર. ૩ જેની પુંકે તે ફાટે પહાડરે, એ ધીર; જેના વજરથી વસમાં હાડરે, તે વીર. ૪ જેના ઊછળે અશ્વ આકાંશારે, એ ધીર; એણે અમરની તોડી આશારે. તે વીર. ૫ જેના ચરણુથી ચંપાય શેષરે, એ ધીર; જેના વાકડીયા ને કાળા કેશરે, તે વીર. ૬ જેની કંઠે કુસુમનો હારરે એ ધીર, કાયો કુસુમ પેંકી સકુમારરે. તે વીર. ૭ જેનાં વકને ભાલ લોચનરે, એ ધીર; જેનું સોમથી શુભ વદનરે, તે વીર. ૮ એવો અમરવિષે નથી એકરે, એ ધીર; જેનો ત્રિપુરારી સરખો ટેકરે; તે વીર, ૯ જેનો વડવાનળ સમ શ્વાસરે, એ ધીર; જેણે ભરાવ્યા ભાથા બેઊ પાસરે, તે વીર, ૧૦ જેનો વજરેન વીંધ્યો વાળરે, એ ધીર; જેની કટાક્ષે કંપે કાળરે, તે વીર. ૧૧ જેનું

અકળ કળાય નં રૂપરે, એ ધીર; જાણે ભાનુ મંડળનો ભુપરે, તે વીર. ૧૨ ગરવો ગુણ જેનો સિંધુ સમાન,રે એ ધીર; કોપે શંભુ સમો બળવાનરે, તે વીર. ૧૩ જેણે નરપતીનાં ખોયાં નુરરે, એ ધીર; જેણે જીત્યા છે સુર અસુરરે, તે વીર. ૧૪ રણમાં સુરનો સાથ હઠાવ્યોરે, એ ધીર; સરજી સુર્ય શશિનો રથ સાહ્યોરે, તે વીર. ૧૫ જેના ઉર ભુજ દંડ વિશાળ, એ ધીર; નાઠા જેથી ભુમીનાં ભુપાળરે, તે વીર. ૧૬ જેના મુગટપર ટહુકે મોરરે, એ ધીર; જેનું વજરથી કાળજું કઠોરરે, તે વીર. ૧૭ સેન્યા જોતાં જે રણ તન થાયરે, એ ધીર મારે મેરૂથી નવ કટાય રે, તે વીર. ૧૮ જેણે સીંધુનો ગર્વ ઊતાર્યો રે, એ ધીર; નવ જાય મહેષનો માર્યો રે, તે વીર. ૧૯ જેનાં વૃષ્ટિતા સરખાં છુટે બાણરે, એ ધીર; પાડે ભારી સેન્યામાં ભંગાણરે. તે વીર. ૨૦ કંપે મેદની જેને ત્રાસેરે, એ ધીર; ભમે ભમરા તે પુષ્પનેવાસરે. તે વીર. ૨૧ જેના ઘોડાને ઘમકે ઘુઘરમાળરે, એ ધીર; પેહેર્યો સોનેરી ઝીણો સુરવાળ, તે વીર. ૨૨ ઝલકે નવ ગ્રહ મુગટની માંયરે, એ ધીર; જેની કહેતાં ન આવે છબી કયાંયરે, તે વીર. ૨૩ ભાળી રેવારસિકે તેણીવારરે. એ ધીર;સજ્યાં હરિવરે ત્યાં હથિયારરે, તે વીર. ૨૪ ।। વિશ્રામ ।। હથિયાર સજીયાં શ્યામ જો, દીધાં દુંદુભી ધાયરે; જાળંધર જુગદીશનો, ત્યાંસંગ્રામજ થાયરે. ૨૫ કડાઝુડ બે કટક ત્યાં, વિફરી વગવ્યા વીરરે; શીશ વિના થઈ સર તે, ધાયા રણમાં ધીરરે. ૨૬ ।। ઈતીશ્રી પદ્મપુરા

ણુ જાળંધરોપાખ્યાને કવિ રેવાશંકર વિરચિતે વાસવ વિષ્ણુ સિંધુસુત સ્વરૂપ વરણેનામ ત્રાયેદશો અધ્યાયઃ ॥ ૧૩ ॥

## અધ્યાય. ૧૪

॥ રાગ ધનાશ્રી ॥ વૃદે વાલમિક વળતારે વાણી, આવ્યા સંગ્રામે પુરૂષપુરાણી; પહેર્યું પીતાંબર ઘનશ્યામ, શીશમોર મુકુટ સુખ ધામ. ૧ કુંડળ મકરાકૃત બેહુ કર્ણ, ચતુર ભુજ ચીંતામણી વર્ણ; ભાળે કેસરી અરચારે કીધી, ગદા કૌ મુદકી કર લીધી. ૨ મુકે દેવ દાનવ દળ દોટ, થયા ચોગમ બાણુનાકોટ; ગરજે ગુરજ ગદા રણમાંહે, પડે ત્રિશુળ નેતોમર ત્યાંહે. ૩ વાગે ચોદશ ત્યાં રણતુર, રેણુ રજથી ઢંકાયો સુર; શર સમસમ કરતારે છુટે, ભાગે ભડ ને કોનાં શિર ફુટે. ૪ ચઢે રથતણાં ચક્ર ચાકે, ધ્રૂજે ધરતી ત્યાં ધીરની ધાકે; પડે પટ્ટિ પરિઘનારે પાસ, કરે સુર સહુ નાસારેનાસ. ૫ કરી વિષ્ણુએ દ્રષ્ટી ત્યાં વક પડે અશ્વ ચીરાય રથ ચક; વળે સુર સેનાનોરે ઘાણ, થાય બે પાસે ખુમરાણ. ૬ પાડે હસ્તિ ત્યાં ચીસ ચરાડ, પડે નભથકી પર્વત; પહાડછુટેઅણુધાર્યાબાણુનાઓટઉડે ચોગ્રમધુળનોકોટ. ૭ પડયા સુરના શિર સથરાણ, થયો ધુધળો રજથીરે ભાણ, સુર સેન્જ અસુરે હઠાવ્યું; ત્યારે શ્યામળે સારીંગ સાહ્યું. ૮ મુકયું માધવે કર કશી બાણ, પડયું ભુપ સેન્યામાં ભંગાણ; પડીયા મુગટ થયા જન ભોડા, કંઈક ભાગિયા ગજ રથ ઘોડા. ૯ કોના કરે ઉર સાંથળ તુટયા, પડયા કો કટી બંધવ છુ

ટયા; કોઈ અશ્વ ઊપરથી અડિયા, કોઈ ઊંટ ઉપરથી પડિયા. ૧૦ કોઇ ચાલતા ચરણુ તે ભાગ્યા, કોઈને ઘાય ગળામાં વાગ્યા; કર્યાં ગાત્ર ભાગી ચકચુરા, કોઈ અધકચરા કોઈ પુરા. ૧૧ સુતા સોડ તાણી રણુવાશી, પડયા યોદ્ધ કો વદનુ વિકાશી; સૈન્ય મારીને સથરાણુ કીધું, વળતીચક્રચતુર ભુજે લીધું. ૧૨ મુકે મસ્તક ફેરવી હાથે, બોલ્યો જાળંધર હરી સાથે; તમો વિષ્ણુ વિવેક વિચારો, મુને સગપણુ શોધીને મારો. ૧૩ ઘટે કરવી તમારે તો વહાર, મારી ભગનીના ભરથાર; વૃથા વાંકે થયો કયાં વિરોધી, જુઓશામળા સગપણુ શોધી. ૧૪ કરોછો કોને કાજે આ કેર, વાળો કીયા કલપનુંરે વેર; સાંખી રહુંછું આ માર કે ગાળો, સાથી થઊંછું તમારોરે સાળો. ૧૫ કોપ કરતો નથી હું તમ આગે, જાણુ ભગનીતણું ઘર ભાગે; મુકું જીવતા પુજ્ય તે જાણી, થાય લોક હસારત હાણી. ૧૬ કીધો ભેદ મેં સગપણુ ભાખી, હવે એક ન રહું શર સાંખી; સુણી હરીવર બોલ્યા એવું, મંદમતિ લ્યા સગપણુ એવું. ૧૭ અમે સગપણુ સ્વાદિયા એવા, ઈચ્છું સાળાનું શિર લેવા; ચઢયા બોલતાં ગર્વને ઘોડે, આવ્યા તે સમે ટુંકેરે લોહોડે. ૧૮ એક એકનો આણુવા અંત, મુકે બાણુ ગદા બળવંત; બાઝયા બાકરી બાંધી બે બળિયા, માસ બાર ત્યાં વિતિરે વળિયા. ૧૯ ત્યારે કોપે ચઢયા જુગદીશ, લીધું ચક્ર ત્યાં છે દવાશીશ; ત્યારે કડકડિયું રે બ્રહ્માંડ, ઊઠયા ખળભળી ભોમીના ખંડ. ૨૦ સુ

ણી અસુરતણા હોકારા, તુટયા ભોમંડળેનારે તારા; ચલવ્યું વિષ્ણુએ ચક્ર તે ચોટે, વળગ્યું આવી જાળંધરકોટે. ૨૧ ચક્ર અડકીને અવનિમાં ગડીયું, જાણે શિવસુત મસ્તક પડીયું; પુષ્પ તંતુનો પર્વ તે ભાર, અડયું ચક તે એજ પ્રકાર. ૨૨ તુટે જેસ નભમાંથી તારા, ખરિયા એ રીતે ચક્રના આરા; મુકયું વિઠ્ઠલે બીજીરે વાર, ખરી ધર્મના ચકની ધારા. ૨૩ ત્રીજીવાર ત્યાં જીવણે ઝાલ્યું, સિંધુસુતના ઊપર નવ ચાલ્યું; પછી કોપીને સેન્ય સંહાર્યું વળતી ખડગ વિધાધરે ધાર્યું. ૨૪ કરે ગોવિંદ તે પરઘાય, તે પરિક્રમા કરી પાછું જાય; દાબ વિશણુએ સેન્યાને દીધો, ત્યારે કોપ જાળંધરે કીધો. ૨૫ મુકયું ભુપ ભારી બળે ભાણુ, કરી સુરની સેન્યા સથરાણ; ગદા કર ધરી કોપ્યો કુપાત્ર, ભાગ્યાં ગરૂડ ગોવીંદનાં ગાત્ર. ૨૬ રમાકાંતે થયાર ઘવાયા, મુકી ધીર ને શામળો ધાયા; સીંધુસુતે મહા બળ કાઢયું ચાપ ચત્રુભુજતણું પાડયું ૨૭ થયો સુર સેન્યામાંહી સોર, થયું અસુરનું જાગ્રવ જોર; કોપ ઘોર ગદાનોરેકીધો ખગરાજને ખંખેરી લીધો. ૨૮ ગદા સીંધુના સુતનીરે વાગી, ત્યારે ગરૂડતણી ગતિ ભાગી; પાડયા ભુતળ ગજરથ ઘોડા થયા બળંવતા સુર બોડા. ૨૯ નથી જોતાકોપું ઠળ ઝાંખી, નાઠા નિસ્લજ આયુદ્ધ નાખી; કોઈ નાસેછે શોણિત ચુહા, કો થઇ કાયર શબવત સુતા. ૩૦ કીધા પ્રૌઢા પરાક્રમી પાત વરસે શોણિતનો વરસાત; કોપ્યા તે જોઇ કરૂણાનિધી

વક્ર દ્રષ્ટિ અસુરપર કીધી. ૩૧ મુકી સાંગ્ય તે શ્યામળે ધીરી, નાખ્યા ગજ રથ ઘોડલા ચીરી; વાળ્યો અસુર સેન્યાનોરે ઘાણુ, કીધા પ્રીતમે તાણીને પ્રાણ. ૩૨ જોઇ ધીર જાળંધર ધાયા, ગુરૂ શુક્રની પાસેરે આવ્યો; બોલ્યો ગુણનીધી ગર્વને હારી, મારી માધવે સૈન્યારે મારી. ૩૩ પડયા અસુર સહુ સથરાણુ, કર્યું ભુધરે આવી ભંગાણુ; નથી હવે ઉગરવાનો આરો, મુને આ આધાર એક તમારો. ૩૪ ઊઠયા શુક્ર ત્યાં ઈશ આરાધી, વિદ્યા સજીવન ગુરૂએ સાધી; આપે શીષ્યને સહાય અપાર, કહે છે શ્રીપતિ શું કરનાર. ૩૫ શુક્રે અંજળી જળની છોડી, ઉઠી સેન્યા સહુ આળસ મોડી; ઉઠી અસુરની સેન્યારે જાગી, લેઈ શસ્ત્રને લડવારે લાગી. ૩૬ વળી શુક્ર કહે બળ દેખાડું, કહે તોજ કતના જીવ જગાડું; વાળુ પાછું હું જમનું ધાડું કહે તો અવનીના યવન ઉઠાડું. ૩૭ વળ્યા શુક કહી નીજ ઠામ, થયો ચાલતો રણસંગ્રામ; કરી કોપ અસુર ગડગડીયા, તુટી ત્રિદશ ઉપર પડીયા. ૩૮ મુકયાં બળિયાએ અગણિતબાણ, વાળ્યા સુર ગણનો રણ ઘાણ; શેર સમસમ કરતારે આવે, રથ બ્રહ્માંડમાં લેઈ ભમાવે. ૩૯ જાણે અવધી આવી હવે ઢુકી, નાઠી સુર સેના રણ મુકી; સુત શૌનક પ્રત્યે કહેછે, રણમાં શોણિત સરિતા વહેછે. ૪૦ ચુવે લોહીથી સુરનાંરે શીશ, નાસે ચોદશ પાડતા ચીસ; પડયું ભંગાણ રણમાં છેક, ત્યારે ત્રિકમે મુકયોરે ટેક. ૪૧ સમો શામળે સરવ વિચારી, મુકયો માધવે ત્યાં ખ

ગે મારી; ધાયો અસુર ત્યાં કાળને કહાડી, નાખ્યાપરિગ્રહને ત્યાં પાડી. લાગ લક્ષ્મિવરનોરે લીધો, કુટી ગરૂડઘાયલ કીધો; ગઈ સુરસેન્યા લેઈ નાશી, પડયા વિરૂંઞ વદન વિકાશી. ૪૩ લુટી મુગટને લીધોરે દહાડે, નાઠા શ્યામજો શીશ ઉધાડે; દોડે માધવ વાળીને મુઠી, ગયું પેહેર્યું પિતાંબર છુટી. ૪૪ તોય નાસતા તે લડથડીયા, આવી ઠોકર ઠાકર પડિયા; ઉઠી નાસેછે પાછું રે ભાળી, પાડે દાનવ પુંઠળ તાળી. ૪૫ સર્યું કાજ ન સુરનું રે કોઈ, લાજ લાખ ટકાનીરે ખોઈ; મુકી યુદ્ધજીત્યાનીરે હાસઆવ્યાશંભુતણે કૈલાશ. ૪૬ નમ્યા નાથત્યાંઈશિનેઆવી, વીતી વેદના સહુ સંભળાવી સુરસઘળા તે સ્થાનમાં આવ્યા ત્યાં ત્રિદશે ડેરારે તાણ્યા. ૪૭ ॥ વિશ્રામ ॥ તાણ્યા ડેરા ત્રિદસે કીધી સરસ સભાયરે; સુર સઘળાં સંતાઈ રહ્યાં, જાણે જીવનેખેમ થાયરે. ૪૮ ગીરીતળે ગોપે રહ્યા, અમર તથા આવિનાશરે; રેવા પળ્યા નારદ પછી; જાળંધરની પાસરે. ૪૯ ॥ ઈતીશ્રી પદ્મપુરાણે જાળંધરોપાખયાને કવી રેવાશંકર વિરચીતે વીષ્ણુ જાળંધર યુદ્ધ વરણોનામ ચૌદમો અધ્યાય ॥

## અધ્યાય. ૧૫

॥ રાગ આશાવરી ॥ વાલ્મિક વળતા એણીપેરે બોલ્ય, તમો સાંભળો રૂષિરાય; સિંધુસુતની સભા મચી ત્યાં, નારદ વળતી જાય. ૧ અધિપતીયે ઉઠી આસન આપ્યું, પરેમથીપુજન કીધું; દયા કરી આજ દીનની ઊપર, તમેદાસને દરશન દી

ધું. ૨ આગમન કારણુ કહો અવિનાશી, આજ્ઞા શિશ ચઢાવું; નારદ વળતા વચન વદે, તેં બીજ વિરોધનું વાવ્યું. ૩ સુર અસુર પન્નગ વિદ્યાધર, ગાંધર્વાદી નરનારી; ત્રિભુવનમાંહે નથી કો ભુપત, તુલના આજજ તારી. ૪ કલ્પવૃક્ષ ને કામનુતે, આદી સહુ તુજ દ્વાર; તુજ ઘેર વંદા તે કરતાં એક, નઉતમ નરખી મેં નાર. ૫ તુજ ગુણુ રૂપ સમોવડ સુંદરી, શોભે તુજ ઘેર તેહ; લાખ ગણી છે લક્ષમી કરતાં, તેમાં નહી સંદેહ. ૬ શ્રષ્ટાએ સર જી નથી એવી, રામા રૂપનું આળ; કામનીકેરા કેશથી લાજી, પન્નગ પેઠો પાતાળ. ૭ ચંચળ નેત્ર મનોહર ચપળા, સીંહલંકી સકુમાર; ચંદ્રવદન શુક ચંચુ નાશિકા, ઈશ્વરીનો અવતાર. ૮ કંઠ કંબુકને સ્વર કોકીલા, હંસગતી ગુણુરૂપ; તેજ પુંજ એ તારૂણી તુજને, ભરતા ઈચ્છે ભુપ. ૯ વાત કરી વરણુની મેં તારી, નાખી પરેમને પાસ; ફોગટ શંકરે ફાંગડે રાખીકપટ કરી કૈલાશ. ૧૦ હિમાચાળની તનયા તેનું, પાર્વતિ પાવન નામ; પશુપતિ પરણી બેઠો તદપી, તે ઈચ્છે તુજ ધામ. ૨૧ વિશેક મળતા મુજને પુછ્યા, લાખ વસાનેરે લેણું; તે તું નહીં લાવે તો થાશે, મારે ભવનું મેહેણું ૧૨ વાર વાત વિચારતાંથાશે, તો કોઈ સુરહરિ જાશે; એમ કહી નારદ ઉઠયા તે તરત ગયા આકાશે ૧૩ સિંધુસુતને શોક થયો ત્યાં; મેં પુછી નહિ પેર; પુનહાં નારદ પ્રગટ થયા ત્યાં, મહિપતિપર ધરી મેહેર. ૧૪ જાળંધર કહે તે જુવતિનો કંથ કેવો બળવાન વીત વપુ વૈભવ તે વ

રણુાકેરોકૃપાનીધાન૧૫વ્રદ્ધવિતહીતવિરૂપનેંવ્યસનીવિકુળવ્ય
સનથીરેહીન;ભસ્મલેપીનેભુનપતિતે, મંદમતીને મલીન. ૧૬
તરૂણુતરૂણીતેતનુવ્રધ્ધેએમકહીનારદજાયભળથયુંવીભુમનત્વિ
નતા પર અધ્રાપતી આકુળ થાય ૧૭ કોણુ વિચિક્ષણુ વાત ક
રે એવો દક્ષ નથી કોઈ દાંસ; તે સુણી નારદ તે સમે આવ્યા,
સિંહીકા સુતનીરે પાસ. ૧૮ સ્વરભાનુ તારૂં સ્મરણુ કરેછે, સીં
ધુસુત ધરી પ્રેમ; જરૂર જાવું જોઈએ છે તારે, તેહનું કરવું કેમ
૧૯ મીય જાણુી કરવા શુભ તારૂં, તેડે છે તો યધી તન; રાહુ પ-
ળિયા જાળંધર પાસે, ગયા નારદ બ્રહ્મ સદન. ૨૦ સ્વરભાનુ
સીંધુસુતે નીરખી, ઉત્તમ આસનદીધુ; મહા મુનીયે જે મોહ
ધર્યું તેનું, કારણુ સર્વથા કીધુ. ૨૧ સીંહીકાં સુત છો સ્નેહી
સાચા, માટે મને વિશ્વાસ, કૃપા કરી કૈલાશે પધારો. પારવતી
પતી પાસ. ૨૨ વાકય ન વિસરી જાશો કહું તે, નીરણે રાખ-
જો નેટ; ભવને કહેજો આવે લેઈને, મુને ભવાની ભેટ. ૨૩ એ
જુવતી મુજ લાયક માટે ભેટ ભાવથી કીજે; સ્મશાનવાશી
શ્રી શી તારે, તુજ રૂપે એ નવ રીઝે. ૨૪ ભસ્મ ભુત ને વ્યાળ
વપુમય, અસન વસન તન મારૂં; અરણ્ય આવીને ઊમયા મુ-
જને, નહિં તો રાણુમાં તારૂં. ૨૫ રાંકને ઘેર રત્ન ન છાજે; શો
ભે ભુપ ભોવન; વંદાના કરતાં એ પેહેલું, પટરાણુી કરવા મન.
૨૬ શિવજીને સમજાવજો સારા, જેમ ઉમયા કર આવે; સ્વ
રભાનુને શીઘ્ર વળાવ્યો; જેમ પાછો ફરી ના આવે. ૨૭ સુર

શત્રુ કૈલાસેરે આવ્યો, તેજ સમે તતખેવ; સભા કરી ગણુની
ત્યાં રાજે, મહા સમર્થ મહાદેવ. ૨૮ ગણુપતિ ગૌરી સ્વામી
કારત્તીક, વાહન તેમનાં મેહ, મુષક સીંહ ને મયુર વછુટયાં. થ
યું તેતરીનું રે તેહ. ૨૯ શંભુ કંઠથી સરપ વછુટી, ધાયો મુષ
કને સાહાવા; શિખી સર્પને ગળવા તાકયો, લાગ્યા ગણુ ગભ
રાવા. ૩૦ વાઘંબર ધરી વ્રષભ ચઢીને, વિષધર વારવા જાય;
કર્મયોગે ત્યાં વધ્યું કુતુહળ, સાંભળ કહું ઋષિરાય. ૩૧ વ્રષ
ભારૂઢે વઢતાં વારી. કંઠમાં વીંટયારે વ્યાળ; વાયુવેગથી ઉડી
વિભુની, નાગ નેત્રે પડી જવાળ. ૩૨ ફણીધરે ત્યાં ફુનકારજ
માર્યો, તે વિદ્યુતમાં જઈ વાગ્યો; સુધા ગળ્યું શશિમંડળમાં
ચર્મ વ્યાઘ્ર જઈ જાગ્રો. ૩૩ વ્યાવરે વ્રષભ ગ્રહ્યો હણવાને, પશુ
પતિ પડિયા ત્યાંહે; ગંગાએ ગીરજાને દરપી. રાઢ કરી ઘરમાંહે
૩૪ સોર સુણી શંભુના ઘરનો, સ્વરભાનુ સપટાયો; અણુબો-
લ્યો ઊઠીનેત્યાંથી, અરણુવસુતકને આવ્યો ૩૫ ઉમયાઆશેઆ
સન આપ્યું. વળતી વધો વચન; સખા કહો ત્યાં કયમ કરી
આવ્યા, સાંભળવા મુજ મન. ૩૬ સ્વરભાનુ કહે સ્વામી શ્રવ
ણે મેં નથી કીધું રે ત્યાંય; ઝઘડો જોઈને થયો કાયર તે, આતુર
આવીયો આંય. ૩૭ મહીપતી મનભંગ થયો ત્યા, કીધો ક્રોધ
અપાર; તેં શઠ જઈને કામ કર્યું નહિ, જા તુજને ધીકાર ૩૮ શું
કરૂં મારો કીંકર હોત તો, આ પળે છેદું શોશ; પાપી પળ છા
છા કૈલાસે, સમજાવો ઉમા ઈશ ૩૯ ઇશ્વર આપે ઊમયા મુજ

ને, તો ઉગરે તુજ આપ; વાત ન કહું શંભુને સરવે, તો પ્રથવી નું પાપ. ૪૦ સ્વરભાનુ ઉઠી ત્યાં આવ્યો, પારવતિ વલ્લભ પાસ; વારિષતનની વરદ્ધિ કરીને, ત્યાં વરણુવ્યો ઈતિહાસ. ૪૧ સીંહીકા સુત કહે શંભુ શ્રવણે, જાળંધરે કહ્યું એમ, શંકર સંન્યાશી થાઓ મુજને, પાર્વતિ ઉપર પરેમ. ૪૨ જોનહિ આપો જુવતિ મુજને તો તોડું કૈલાશ; કોપ કપાળીને ત્યાં પ્રગટયો, જક્તનો કરે જેમ નાશ. ૪૩ રાહુનાપર રીસ કરીને, બોલીયાશંકરરાયલંપટકહેતાંનલજવાયોભોમીરાાતળજાય.૪૪ પ્રહારકીધોસ્વરભાનુને,તહાંકુમતીનેકહાવ્યુમારીનારીનજરમાં ઘાલીમૃત્યુનારૂંઆવ્યું.૪૫રાઢપોકારીરાહુત્યાંથી,અધીપતિપાસેરે આવ્યો; મારમુનેખવરાવ્યોઆપેભુપતેંભારગમાવ્યો૪૬ ઈશ કહે ઊભીયા ઈચ્છે તે, શોધીને શઠનેરે મારૂ; સીંધુ સુત માટે સંકેલી, જો નાસો તો સારૂ. ૪૭ વચન સુણીને વળતી વદિયો, ત્યાં જાળંધર વાણી; કાઢાડું ગીરી કૈલાશ સમુળો, ઉચર્યો આપ વખાણી. ૪૮ ધરી ગરવ ને કરી ગર્જના, ત્રિદશ પામ્યા ત્રાસ; વિષ્ણુ વિરંચી વાસવ આવ્યા, પશુપતિ કેરીરે પાસ. ૪૯ શંભુએ સનમાન કરીને, અધીકારે આસન આપ્યું; અરઘપાદ્ય પુજીને ઈશે, વળતી વચન વિલાપ્યું. ૫૦ કૃપા કરી કહો કારણુ આગમ, એમ કહે શુલ પાણી; વિશ્ણુ વચન વદ્યા વળતા ત્યાં, સુરનું સંકટ જાણી. ૫૧ ચોઢધો એકહતો કો ઈ બળિયો, તેણે મહા દુઃખ દીધું; વજરવડે વધન પામ્યો ને,

સ્વરગતણું પદ લીધું. પર ઈંદ્ર ગયો અજને શરણે પછી, સહુ સીધું ત્રઠ આવ્યા; સ્તુતિ કરી તે સાથે વઢવા, વિશ્ણુ કહે મુને લાવ્યા. પ૩ મેં સારીંગ સુદર્શન મુકયું, તેથી કામ ન સિદ્ધ્યું; પ્રાણ લેઈ પાછે પગે નાઠો, મારૂં જોર અજમાવી લીધું. પ૪ મુગટ પડયો મારો રણુમાંહે, તવ મેં મુકયા ટેક; યુદ્ધ થકી થાકયો પણ એ પર, અસ્ત્ર ન ચાલ્યું એક. પપ ગદા પ્રહારે એ ગુણુવંતે, ચક્રની ખંડારે ધાર; ત્રિદશ ત્રાહ્ય પોકાર્યા ત્યારે, ભાગિયો મારો ભાર. પ૬ એક ઉપાય નથી ઉગાર્યાનો આપો શરણુ તમારૂં, દીન દામણા દેવ દુખી છે, સહાય કરો તો સારૂં. પ૭ શંકર કહે આ શક્ર સબળ છે, કરો તો સરવ પ્રતિબોધ; મુજ પાસે માગ્યો તો એણે, યુદ્ધ કરવાને યોદ્ધ. પ૮ ઈંદ્ર કહે અપરાધ એ મારો, ક્ષમા કરો જુગદીશ; શચીનો શોક નિવારણ પોતે, એમ કહી નમાવ્યું શીશ. પ૯ વાઘાંબર ધર વળતી વદિયા, સુર કરો સંગ્રામ; જાળંધર જીતીને મારો, શસ્ત્ર હરી લ્યો સ્યામ. ૬૦ વિશ્ણુ કહે ત્રિપુરારી તમથી, પ્રગટ થયો રણુરાય; તમો વિના એ ત્રિભુવનમાં, કોઈથી જીત્યો ન જાય. ૬૧ ॥ વિશ્રામ ॥ જાય ન જીત્યો કોઈથી, મહા સમર્થ બળવાનરે; અનાથ બંધુ આ સમે, આંપો જીવતદાનરે. ૬૨ ત્રિપુરારી ત્યાં ટાળવા, ત્રિદશકેરો ત્રાસરે; રેવા વિદાયગીરી માગવા, શિવ ગયા પારવતિ પાસરે. ૬૩ ॥ ઈતિશ્રી પદ્મપુરાણે જાળંધરોપાખ્યાને કવિ રેવાશંકર વિરચિતે સિંધુસુત નારદ સમાગમો નામ પંચ

દશો અધ્યાયઃ ॥ ૧૫ ॥

## અધ્યાય. ૧૬

॥ રાગ બિહાગ ॥ ત્રિપુરારી કહે તારૂંણી, સુણો સાધવી વાત; અસુરતે સુરને પીડે ઘણા, કરૂં તેહની પાત; શંકર કહે સતી સાંભળો. ૧ ત્રિદશ ત્રાહે પોકારતા, આવિયા મુજ પાસ; આપો રજા ઉમયા તમે, ટાળું તેમનો ત્રાસ; શંકર કહે સતી સાંભળો. ૨ વળતી વિશ્વંભરી બોલીયાં, સુણો શંભુજી વાત, પારકો પીડામાં પડી કરો ક્યાં ઉપપાત; ઈશ્વરી કહે અવીનાશને. ૩ કાર્ય વિના કરવૂં નહી, જુજ વાતયાં જોર; દાનવ કહે દયાનિધી, કરવું યુદ્ધ કઠોર; ઈ૦ ૪ પેટ ચોળીને પીડાતણું, તમો પ્રગટાવો મુળ; સમજો છો શંકર જે થશે, સ્વાસમાં થકી શુળ. ઈ૦ ૫ સુર રિપુ સાથે શત્રુતા; રાજ રહેશે ન રીઝ; નાથ આગળ નડશે થતાં, કદા કંટક બીજ ઈ૦ ૬ આ સુખ સંપતી મુકીને, જાઓ વઢવાને વન; તૈયાર થતાં તમને લહી, તપે મારૂં તન. ઈ૦ ૭ હરજી હસ્યામાંથી થશે, હિણી વાતમાં હાણુ; પારકી પીડા લેઈને, ખોશો સુખનીરે ખાણુ. ઈ૦ ૮ દોહલા દીવસ જેહના, તેહની કરીયેજો પક્ષ; ફોગટ ફંદવિષે પડી, પછી સોચશો દક્ષ. ઇ૦ ૯ ઘટતો નથી આ આ ઘાલવો; પડી હેડયમાં પાય; ખીલી કનીવર ખેંચીને, પ્રભુ જેમ પસ્તાય. ઈ૦ ૧૦ દયામાંથી દુઃખ ઉપજે, માટે ઘેરૂં છું ઘેર; અરઢીમાં અમર ખશી જસે, વૃક્ષ વિપ્રની પેર. ૧૧ વળ

તી વિશ્વપતી વદે છે જાળંધર જેહ; તાકેછે તમને તારૂણી મા
ટે મારવો એહ શંકર કહે સતી સાંભળો. ૧૨ આળ કરે એ અ
સુર કદી, આવી કપટથા આપ; તો ત્રિપુરાદી કહે તાહરા, ન જો
વાય અદાપ. શંકર૦ ૧૩ ઉમયા કહેએ જો દુરમતી હોય તો હ
ણો સાર: પાપી પુનરપિ ના કરે, વાત એ કોઈવાર. ઈ૦ ૧૪
સાંભળી શંકર સજ થયા, કરવાને સંગ્રામ; વાઘાંબર વૃષભે
ચટયા હોદયૂં હસ્તિનું ચામ. ઈ૦ ૧૫ ડમરૂ ડાક ને રૂંઢની મા
ળા કરમાં ત્રિશુળ; ત્રંબક ખડગ ખપ્પર ગ્રહ્યું, કાપવા મદ મુ
ળ. ઈ૦ ૧૬ પંચવકત્ર પદ્માકર ત્રણનેત્ર વિશાળ; જેમ સૃષ્ટી
સંહારવા, કોપ્યા દાનવ કાળ. ઈ૦ ૧૭ એક અનુચર તેડીયો,
પાત જે કૈલાશ; શીખવી શંકરે મોકલ્યો, તે જાળંધર પાસ.
ઈ૦ ૧૮ દાગ ગયો દાનવ કને, કહ્યો સહુ સમાચાર કૈલાસે ર
ણસ્થંભ રોપીયો, આવો ત્યાં થઈ તૈયાર. ઈ૦ ૧૯ દીધું ત્યાં
દુંદુભી દાનવે, સજી સોનારે ત્યાંહે; અતુલીત દળ લેઈ આવિ-
યો ગીરી કૈલાશ જહાંહે. ઈ૦ ૨૦ તે સુણી ત્રીદશ ત્રાશીયા, આ
વ્યા શંભુની પાસ; દાનવ ગીરી ડાબા પડયા, દેવ દક્ષીણ વાસ.
ઈ૦ ૨૧ શંભુ થયા સુરને પખે, વાગી રણમાં હાક; સેના ઉભ
ય ભડની સજી, ચઢી પૃથ્વી ત્યાં ચાક. ઈ૦ ૨૨ ગંભીર દુંદુભી
ગડગડે, વાગે ઢોલ નીશાન; વીર વીમાશણમાં પડયા, તાકે
યુદ્ધનું તાન ઈ૦. ૨૩ દાનવ દળનીજ સૈન્યને, દેછે નૃપ ઉપદે
શ,, શીબીર વંપે ત્યાં સભા રચી, બેઠો નીખાલ નરેશ. ઈ ૨૪

અધીપતી કહેયોદ્ધાસુણો, કરવોસુરસંગ્રામ, હરીહર અજ સુર
સર્વના, ફેડવા થીરઠામ. ઈ૦ ૨૫ જટીલચઢે જોજુદ્ધમાં, કરવો
પાપીનેપુર, પારવતીલેઊ પ્રાજેકરા, પછીસંહારવાસુર. ઈ૦ ૨૬
સીંધુનો સુત નમી શુક્રને, પુછે લાગીને પાય, મુહુરત આપો
મુનીમને, જેથી રણજીત થાય. ઈ૦ ૨૭ અસુર પડેતો ઊઠાડ
જો, અમર વિદ્યાછો આપ; મુઝવું જોર તમાહરે. છોજી પુરણ
પ્રતાપ. ઈ૦ ૨૮ શુક્ર કહે અહ્યા ભુપતું, મૃત્યું બીક નધાર; કો
ટી કલેવર કટકાનું, કરૂ તન હું તૈયાર. ઈ૦ ૨૯ શુક્રનાં વાયક
સાંભળી, પામ્યો હરખ અપાર; અસુર અમર કરવા લહી, ધુ
જ્યો સ્વર્ગ નોધાર. ઈ૦ ૩૦ વિશ્રામધાર ધરૂજ્યો સ્વર્ગનો, અ
મર કરે વિચારરે; વિષ્ણુ કહે શંકર સુણો, સમર્થ યોદ્ધ અપા
રરે. ૩૧ એક અસુર સુર સરવને, સંહારે રણમાંહ્યરે; સમરથ શુ
કર વસ્યા ત્યાંહાં, ત્રિલોક જીવન ત્યાંહ્યરે. ૩૨ ॥ ઈતિશ્રી પ
પદ્મપુરાણે જાળંધરો પાખ્યાને કવિ રેવાશંકર વિરચિતે શ
કતીશંકર સુભાષણો નામ ષોડષો અધ્યાય: ॥ ૧૬ ॥

## અધ્યાય. ૧૭

॥ રાગ આશાવરી ॥ વાલમીક વળતા એણીપેરે બોલ્યા.
સાંભળરે રૂષીરાય, શ્રીવલ્લભ કહે શંકરને ત્યાં, રચવો કંઇક ઊ
પાય. ૧ અસુર પાસે એ શુકર હશે, ત્યાં સુધીએ જીત્યો નજાય
પ્રપંચ કંઈક કરો પરમેશ્વર, તો જશ આપણો થાય. ૨ મુવા
અસુર જીવાડે માટે, કળાકપટની કહાડો, શંભુને કહે સુકરને ઝ.

લીન એ સત્યકળા જડેત્યાં સંતોડો. ૩ શંકર કહે છે, કરોને કેશવરાય સીંધુસુતને મારયા પછી. જેમ થનાર હોય તેમ થાય. ૪ કેમ કરીને ભ્રગુ ભ્રતે, હાથ આવશે એહ; કપાળી કહે કપટ વીદ્યાથી, ત્રીકમ સાહોને તેહ. ૫ વીહંગમપતી વીષ્ણુએ તવ, તેડીયો તતકાળ; કરો કામ ખગેંશ હમણાં, વેગવંત વીશાળ. ૬ રણુસ્થંભ રોપ્યા તણી કરે, મંત્ર વીધી દ્રીજ જેહ; અસુરગુરૂ એશું કરજ તેને, હરણુ કરી લાવો તેહ. ૭ પવન વેગી પંખી પ્રણામી, ઉડીયો આકાસ; શકરને તવ સૂખ થયું, કંઈ ટળ્યો તનનો ત્રાસ. ૮ વીહંગમ ત્યાં વેગઆણી, પડયો પક્ષી રાંજ; સૈન્યમાંથી શુકર સાહ્યા, જેમતેતરને બાજ. ૯ હવો હાહાકાર જ રણુમાં, કળકળેતવભુપ; અરેદૈવઅકળગતીકયાં, ગયું શુકર સ્વરૂપ. ૧૦ પુત્રશોકેપ્રેમદ્રાજેમ, લોભીનું ધનજાય; સિંધુવચમાં નાવ ભાગ્યું, એમ શોચે રાય. ૧૧ ભુપે ભડ દોડાવીયા, તવ ચૈદ્દેશ કરવાને શોધ; દેવદાનવ ભુત ભૈરવ, રચ્યા કોણે વીરોધ. ૧૨ અસુર શોધ કરે અતીપણુ, પહોંચી નહીં ઉરઆ-શ, વીનતેશ ત્યાં લાવ્યો ભૃગુને. પુરાણુ બ્રહ્મની પાશ. ૧૩ ત્રીકમે ત્રીપુરાસુરને છાનો, બોધ કરયો તણીવાર, પ્રગટ કરો શંભુ કાંઈ શકતી, શુકરને ચાલે કોઠાર. ૧૪ નીકરનાશી જાશે એ નીશ્ચે, માનજો શંકર રાય, અંગ થકી એક પ્રગટ કરી ત્યાં, કૃત્પારૂપકન્યાય. ૧૫ કાળકાન્તનેવકરવદનછે, લોચનપાવકજેમવિરૂળ વેશનેવીરૂપ કળેવર, તપ્તતાડીકાતેમ. ૧૬ દીર્ઘનાશીકા તી

ક્ષણુ દંતી,રસના સર્પ સમાન,સ્તન કુષ્માંડને રોમ તરૂવર,પડિ
યા કટિ પર કા.૧૭અધરપીસતી આવી ઉભી,કૃત્યાશંકર પાસ;
કરજોડી કહે કામ બતાવો,હાજર છું તમ દાસ.૧૮કામરિપુ ક
હે સાંભળ કૃત્યા, આ લેઈ જા રૂષીરાય; રક્ષાણુ કરીને રાખજે
જેમ, નર એ નાશીન જાય. ૧૯ સજીવન વિદ્યા છે સ્વાધિન,
એ જેરો આણિયો જ્યાંહે; માનુની મુકજો મંત્રન સાધે, ઘોર
ગફાનીરે માંહે. ૨૦ મ્રગેંદ્ર મ્રગને જેમ ઝાલે તેમ, જુવતી તે
લેઇ ગઈ ઝાલી; બળવંતી ત્યાં ભ્રગુને બેઠી, ભામની ભગમાં
ઘાલી. ૨૧ ગુરૂદાનવને ગુપ્તજ કીધો, કપટ કરી તેણીવાર; ભ્ર
ષ્ટ કર્યો બ્રાહ્મણને દેવે, જુઓ સ્વારથીઓ સંસાર. ૨૨ ના કર
વાની જો કૃતી કીધી, હરિહર અજમળી ત્યાંહી; ભાળ્યા ભૃગુ
ની ન જડી જોતાં, ભુમંડળની માંહી. ૨૩ નિરાશ નૃપ થયોછે
મનમાં, આધાર ઓથ ન કોઇ;દેવે દુંદુભી ત્યાં વગડાવ્યાં, જુ
થ અપંરમીત જોઈ. ૨૪ ગરૂડ ઉપર ગોવીંદજી ચઢિયા, ચક્ર
ચતુરભુજ ધારી; પીનાકપાણી ત્રિશુળને ફરશી, ગ્રહી સજીયા
ત્રિપુરારી. ૨૫ વૃષભારૂઢ ત્યાં વિશ્વપતિ થઇ, ડમરૂ નાદજ કી
ધો; ચઢયા રણુમાં ચંદ્રશેખર, વેષવિકટ ત્યાં લીધો. ૨૬. ઐરા
વતપર અમરપતિ ચઢિ, વજ્ર ગહ્યું કરમાંહી;હંસારૂઢ વિરંચી
થઈને, તરત પધારયા ત્યાંહી. ૨૭ વાયુ વન્હિ ચંદ્ર સુર્યને, સ
ઘળો સુરનો સાથ; યમ કુબેર તે નજરથ ચઢિયા, ભીડવા ભડ
શું રે બાથ. ૨૮ શાંગ્ય શકિત ત્રિશુળને તોમર, પટ્ટિપરીઘનેરે

પાશ; ઝળહળ ઝબકે શસ્ત્રો ફળો જેમ, કરવા લય કૈલાશ. ૨૯ દાનવ દેવતણું દળ સજિયું, કરવા મહા સંગ્રામ; અસ્ત્ર શસ્ત્ર ઉઘાડાં કરમાં, મહારણ કેરી માંમ. ૩૦ વિશ્રામ: મામ મુકે મહારણે, ચઢયું કટકનું પુરરે; દેવનાં દુંદુભી ગડગડે, સોંઢયા સુર અસુરરે. ૩૧ ગજેંદ્ર પર કરી ગરજના, ચઢયો ચતુર ભુપાળરે; રેત્રા કપટ જોઇ કંપીયો, ત્યાં વસુધા ધર વ્યાળરે. ૩૨ ઇતિશ્રી પદ્મપુરાણે જાળંધરોપાખ્યાને કવિ શંકર વિરચિતે ભૃગુહરણ વર્ણનો નામ સપ્તદશો અધ્યાય: ૧૭

## અધ્યાય. ૧૮

॥ રાગ ધનાશ્રી ॥ સુત શઉનક પ્રત્યેરે ગાય, રણ ચઢિયો ત્યાં કોપીને રાય, ગદા ગંભીર કરમાંરે લીધી, સેન્યા તતબર સઘળીરે કીધી. ૧ ધરી બકતર પાખર ટોપ, પીસી દંત ને કરતો રે કોપ; હાંકયારે કોપ; હાંકયા ગજરથ કોટિક ત્યાંહે, થાય ધુમરાણ રણમાંહે. ૨ કોઈએ લટપટી પાઘડી ઘાલી, નાસે તરવાર કરમાંરે ઝાલી; વાગી વીકટ ત્યાં વીરની હાક ચઢી ગોગમ મેદની ચાક. ૩ સેન્યા ધસમસી આવીરે ધાઈ, શુરા ધાય છે સાંગ્યને સાઈ; સંભુ સનમુખ: આવ્યારે જયારે, ગાજી બોલ્યો જાળંધર ત્યારે. ૪ અલકા બંગી બીખારી અજાણ, મુને આપવા આવ્યોરે માણ; નાઠા વીષ્ણુ વાસવ વીધી નામ, તે તું જીતવા તાકું સંગ્રામ, જ સહાવા સીંહને જાંબુક જાય, મુને તે

જોઈ બળતારે થાય; અલ્યા મેળવ્યો મુજશું તેં તંત, આણું અમર આદે તારો અંત. ૬ બેઠા માણુ ખોવાનેરે પાપી, મુને માગી તેં અબળા ન આપી; તુને જમપુરી પોંચાડી દેઊં મોં માં મારીને માનુની લેઉ. ૭ ચઢયો પશુપતિને તવ કાળ, પ્રગટી કરોધથી પાવક જવાળ; ખેંચ્યું પારવતી પતિએ પીનાક, ચ ઢી અસુરની સેન્યારે ચાક. ૮ મુકયું મદન રિપુએ ત્યાં બાણુ, દાનવ દળમાં થયું ઘુમરાણુ; પડયાં કરમાંથી અસુરનાંઅસ્ત્ર થયાં એકના સામટાં સહુસ્ત્ર. ૯ મુકયાં જાળંધરે ત્યાં પ્રત્યક્ષ, લાગ્યાં પીડવાં થઈનેરે લક્ષ; સુરને મરણુનીશંકારે મોટી, ભાગે કારમુક કરથકી કોટી. ૧૦ ધાય દાનવ ત્રિદશ ટોળી, વાગે ગુ જર ગદાનેરે ગોળી; કોઈ ગજરથમાં થકી ગડિયાં, મુકી માણુકો રણુમાંરે પડીયા. ૧૧ કોઈના પગ કર કમર તુટે, કોનાં ધડ થકી શીશ વછુટે; થાય ચક્ર તે રથનારે ચુરા; સુતા સોડ તાણી રણુ શુરા. ૧૨ ગોળા ધમધમગરજેરે ત્યાંય, ધમકે તોપ તે મહા રણુ માંય; છુટે સરરર સાયક તીર, વરસે વીરનાં વિષમ રૂધીર. ૧૩ વા ળ્યો શંભુએ બાણુનો છેક, નથી અડતું અગ્નિરે એક; થયા શંભુ રણુ રખવાયા, ઊઠી કંપી કપાળીની કાય. ૧૪ અત્રરે ઈશ નાં જેટલાં જાય, લાગે થાક ને નિશ્ફળ થાય લીલાં લાલને શ્યામ સફેત, પીળાં પીછકો ઉડણુ અચેત. ૧૫ શુક સરિકા સરપના થાટ, મુકયાં બાણુ એ વાળવા ડાટ; વરસે બાણુતણો વરસાદ, ગરજે ગગનમાં પરવત પહાડ. ૧૬ ભેદે ક

વચ પડે શીર તોપ, કરયો મલય સમો શીવે કોપ; કનક પુખા ળા શર ચળકારા, જાણે તુટે છે નભનારે તારા. ૧૭ મારી શંક ર શારને થાકાયા, ત્યારે ત્રીદશ નાસવા તાકચા; પીશી દંત અધર બળવાન, મારી સેન્ય કરયું સમશાન. ૧૮ કોપ્યો સિં ધુસુત કરી રીશ, નાઠા સુર સહુ પાડતા ચીશ; થયું બે પાસે બુ મરાણુ, પડયું દેવના દળમાં ભંગાણુ. ૧૯ શર અડકયું ન અ શુરને એક, નાઠા શંકર મુકી ટેક; વરત્યો તે સમે હાહાકાર, ના સે શુર સહુ નાંખી હથીઆર. ૨૦ મારી વૃષભને મુકયો મુંઝા ઈ, પેઠા શંભુ શિબીરમાંરે ધાઈ; નથી માતો ત્યાં શંભુને શ્વા સ, થયા અંતરજામી ઊદાસ. ૨૧ કહે વિશણુને વિષધર વાણી, ખોયું આજ મેં પંડનું પાણી; ખરી ખાતરી વારની વાપી, લેઈ જાશે પારવતી એ પાપી. ૨૨ દોષ વિશણુ હું તમને દેઈશ, જાશે જુવતી તો લક્ષમીને લેઈશ; ફોડી ઓષડ આંજી તેં આંખ્યો, મુને ફોગટ ફાંગડે નાંખ્યો. ૨૩ જાઓ ચતુરભુજ તમે ચાલી, આવો ગીરજાને ભોંયરે ઘાલી; જાવું ચતુરાનને ત્યાં કીધું, ત્યારે શંભુએ ત્રિશુળ લીધું. ૨૪ નિચ સોંપાય નહિ તુને નારી, વિધી તારી મતિ વ્યભિચારી; તુને તનયા નું લાંછન લાગ્યું, મેહેણું માથે તે ભવનું રે ભાગ્યું. ૨૫ વળી ઉ મયાને વરતાં તારૂં, વિર્યપાત થયું શું વિચારૂ; ભાગ્યા અં- ગુઠા તારૂણી તેના, સાઠ સહસ્ત્ર વાળીખીલ્લએના, ૨૬ જોડે જા ય તો જોખમ થાય, તુંને સુંદરી કેમ સોંપાય; એમ કહીને ત્યાં

ત્રિકમે ચાલી, ગુપ્ત ગીરજાને ગિરીમાંરે ઘાલી. ૨૭ જાણી વિ
ધીયે ત્યાં વેળારે આડી, નીજ સદ્દને સાવિત્રી સંતાડી; થયાં ક
ષ્ટ પડે મુખ કાળાં, દીધાં ત્રિદશે મંદીરે તાળાં. ૨૮ જોયા ત્રિ-
કમેતકનારેટાળા, ઘાલીસિંધુમાંસિંધુની માળા; જોયાશૌનક એ
સુરબળિયા, પછીશીબીરમાંટોળેમળિયા. ૨૯ કહેશંકર હરીશું
થાશે; એ જાળંધર કેમ જીતાસે; મુને મંદ કરી મેહેણાં દીધાં,
મારાંબાણુ તે નીરફળ કીધાં. ૩૨ વિષ્ણુ કહે તમે હારીયા હાવે.
મુને ત્યારનું અન્ન ન ભાવે; સર્યું કાંઈ ન સુરનુંરે કાજ, બેઠા
ત્રણ જણા ખોઈ લાજ, ૩૧ વળી કહે વીધી કરીએરે આવું,
કાલે સામટું રણુમાંરે જાવું; એમ સોચતા દીન દયાળ, થયો
પ્રગટ પ્રાતઃકાળ. ૩૨ ઉઠયો શીબીરથી ભડનો ભુપ. નાહીને
અંગ સજ્યુંરે અનુપ; કરી ઈષ્ટ ઉપાસનાત્યાંય; આવ્યું યાદ જ
વું રણુમાંય. ૩૩ ટોપ શીશ કવચ કર્યું અંગ. બાંધ્યું નવઘરૂ
ત્યાં નવરંગ, કરણે કુંડળ ઝળકે વિશાળ, પેહેર્યા સોનેરી સુર
વાળ. ૩૪ કંઠે મુકતાફળનીરે માળ, દીસે નઉતમ રૂપનું આ
ળ ચિત્ત ચંદ્રના સરખું ચકોર. વપુ વજરના સરખું કઠોર. ૩૫
તીખી તરવાર કટિએરે નાંધી. પીળા પટકાની કમ્મર બાંધી;
પેહેરયા લોહના મોજારે પાય, નથી ભાસતી કુસુમમાં કાય.
૩૬ દીસે અધર તે રાતારેચોળ, તેવો તાજોછે મુખ તંબોળ;
ભાથા ભીડીયા તે બેહુ પાસ, જાણે રમવાને સજીયોરેરાસ. ૩૭
લાવ્યો કીંકર ગજ શણુગારી, ઝુલ જરીયાની તે પરધારી; શીશ

સી દુર પુષ્પની વાડી, મેઘાડંબર મય અંબાડી. ૩૮ ચકર ચા
પ પરિઘને પાસ. શકિત સાંગ ગદા ગ્રહી આસ; ગજેંદ્રને મદી
રારે પાઇ, લોહ સાંકળ સુંઢે સજાઇ. ૩૯ ષટત્રીસ આયુધ વપુ
ધારી; કરી, ઈંદરે જાણે અસવારી; ગરજ્યાં ગોમુખદું દુભી ત્યાં
ય ચાલ્યું સાગર દળ રણુમાંય. ૪૦ સોંઢયા ગજરથ ઘોડારે સુ
ર, પાળા પાખરીયા ભરપુર; નેજા પરફર કરવા લાગે, રણશીં-
ગાંતે ચોદશા વાગે. ૪૧ જમકે ઝાંઝરીઓ ઝણુણાટ, કોટી ગર
જી રહ્યા કરણાટ; ચઢયું લઢવા કટક જે વીશાળ, દશ ભારે ડો-
લ્યા દીગપાળ, ૪૨ વીશ્રામ દીગપાળ ડોલ્યા દળ ચઢે, ધરા
ધુજી ત્યાંયરે; કડાઝુડ કટક મળ્યું, રાઢ થઈ રણુમાંયરે. ૪૩ હ
રીહર અજને ઇંદ્રતે, સુરગણુ સેન્યા ધાયરે; રેવા દેવને દૈત્યનો,
રણસંગ્રામ રચાયરે. ૪૪ ।। ઈતીશ્રી ।। પદ્મપુરાણેજાળંધરો પા
ખ્યાને કવી રેવાશંકર વીરચીતે સીંધુસુત શંભુસંગ્રામ વરણો
નામ અષ્ટાદશો અધ્યાય: ।। ૧૮ ।।

## અધ્યાય. ૧૯

।। રાગ આશાવરી ।।સુતપુરાણીકહેશૌનકનેસેન્યાસુરનીરે
ત્યાંય, દાનવપતિનાં દુંદભી તે, ગરજી રહ્યાં રણુમાંય. ૧ હરિ-
હર અજ સંગ્રામે સજ્યા, સનમુખઆવ્યો વીર, સહુઅસુરને
સંહારવાને; ધાયા રણુના ધીર. ૨ ગગન ગાજે ભોમીગાજે હોં
કારા બહુ થાય; વજર વૃષ્ટિ થાય ઊપર અસુર અગણીત ધાય.
૩ કોપ કરીને લક્ષમીકાંત, સારીંગ સર ધરી મારો સીંધુ સુત-

ની કરી મકમાં, પાછો પલટે તે વારે. ૪ શંકરે સાંગ્ય ગ્રહીબળ આણી, ત્રિધારી ત્રિશુળ સમાન; તીક્ષણુ અગ્રને તાતી પાવક વિકટ વિષમ બળવાન. ૫ મનવેગી મહારૂદરે મુકી, સહસ્રસુરજ સમ તેજ કટકટી કાળ પુરૂષ ત્યાં કોપ્યા, વાળવા યુદ્ધ અવેજ. ૬ સમસમ કરતી શંભુએ મુકી, કાગનું કાપે જેમ શીશ; અડકી નહી ઉદ્દધીના તનને. તવ વિસ્મય થયા જુગદીશ. ૭ વજર વાસવ ચક્ર હરીનું, ત્રિશુળ શંકર રાય; સીચાણો શૈલે ભમે તેમ, અસ્ત્ર એકે ન ખાય. ૮ પડે રજની ને જાય પાછા, નીશાએ ન્યારા થાય; ઘણુા દીવસ વઢતાં વિત્યા પણ, જીત કાં ન જણાય. ૯ ચંદ્રશેખર ચતરભુજને, કહેછે વીરકઠોર; કરો કેસવ યુદ્ધ હવે, હું થયો કમજોર. ૧૦ હરિ કહે હર સાંભળો, એ અસુરનો શો ભાર શંભુ કહે સહેવાય નહીં મેં, ભુરી ભટનો માર ૧૧ કટકટી ત્યાં ચઢયા કેશવ, મરણુ આગમીયું ત્યાંય; પશુપતાકા સંભુએ ત્યાં મુકીયું રણુમાંય. ૧૨ ઘોર મુજર ગદા ને ફરસી, ભોંગળ ને ભીડ માળ; ચક્ર ચાપ પરિઘને પટ્ટી, વૃષ્ટી બાણુ વીસાળ. ૧૩ ઉડે રથ આકાસમાં ને અસુર કરે નાસાનાસ; પડે પરવત સરપ ને શુર, પામીયા તન ત્રાસ. ૧૪ વરૂણાસ્ત્ર મેહેલ્યું વાસવેને બાણુવૃષ્ટિ થાય; પવનાસ્ત્ર મુકયું પયોધી સુત, ત, અહી ધળ અળપાય, ૧૫ ગરૂડાસ્ત્ર ગર્વધારીયે મુકયું, એમ મુકે બાણુ; ઉભય સુર અસુર સેન્યા. વળી કચ્ચરઘાણુ. ૧૬ ગદા લીધી ગરજના કરી, મારવા માંડયા રે સુર; હાહાકાર હવો

જ સબળો, પરાજય કરયા ભડપુર. ૧૭ નંદીને ત્યાં મહારજ કીધો; નાઠો તે રણનીરે માંય; પન્નગ અરીનાં પીંછ પટકીયાંતે પણ ત્રાશયોરે ત્યાંય. ૧૮ પાછા ફરીને પશુપતીધાયા, ધનુષ પ છાડયું શીશ; બે બળિયા ત્યાં બાથેરે વળગ્યા; અરણવસુત ને ઈશ. ૧૯ ગડદા પાટુ મુષ્ટિને મુસ્તક, સ્કંધ પછાડે વિર; કેશ ગ્રહીને તાણે પરસ્પર, વરસે અંગ રૂધીર. ૨૦ વ્યાળધર ત્યાં-વજર થઈને, ભિડીયા ભડની સંગ અંગારા અંગે અતિ વરસે, લોચન લાલ સુરંગ. ૨૧ ભુત ભેરવ ને ગણ સઘળા, કરે બાણ-ની વરશટ; નંદી ભરંગી કોપીયા, તે દે છે દારૂણ કશ્ટ, ૨૨ લાત વાગે ને ભુત ભાગે, ત્યાગે આયુદ્ધ તન; મલ્લ લઢે માતંગ સર ખા, ગરજે વ્યોમં ને ઘન. ૨૩ ઉછળે આકાશ સુધી પડે તે પ-શ્વી માંહે, કંઠ મરડે દંત કરડે, ટેક ન મુકે ત્યાંહે. ૨૪ કંઠ મર ડે અંગ ઊતરડે; તરતડે વિરનાં તન; એક એકને ભડ ભમાવે, ફેંકી દેછે ગગન. ૨૫ વાર એકવીસ વઢયા વિષધર; ભડે આ-લી ભમાવ્યા; કચ્ચરઘાન રિપુ થયા તે, અંતની ઊપર આવ્યા ૨૬ મારી કુટી મ્રત્યુ સરખા, કરયા તોડી દાઢી; સહસ્ત્ર સહુ ખુંચી કરીને શંભુને મુકીયા કાઢી. ૨૭ નગ્ન થઈ ત્યાંથી વીધિ નાઠા, અસુર પાડે તાળી; પળ્યા સહુથી પરિબ્રહ્મ પહેલા, વાટ નાજોઈ વાળી. ૨૮ હાંક વાગી અસુરની તવ, ત્રાશિયા સુર ત્યાંય; ધશમશીને ધાઈ આવ્યા. સરવે શિબિરની માંય. ૨૯ ધુળ ધોબા પુઠે નાંખે,ને કરતા તિરસ્કાર; શંભુ કહે શી માવળી

મેં, ખરીજ ખાધી હાર, ૩૦ શંભુ કહે શ્રીનાથ મુજથી, કાલે યુદ્ધ. નહીં થાય; અજીત એ જીતાય નહી ને કહ્યું ન કરે કાય. ૩૧ માટે માધવ એ અસુરશું, તજો યુદ્ધ ઉમંગ; કો ઈષ્ટની ઉપાસના, તેથી અડે ન અસ્ત્ર અંગ. ૩૨ મેં પ્રભુ મનમાં વિચારયું, કરો કપટ કાંઈક જ્યારે; તોજ તમોથી સિંધુસુત એ, પામે પરાજય ત્યારે. ૩૩ મોંઘુ ન મળે કો મણીથી, મોટું નભથી જેમ; પશુ પત્તાકા ચક્ર ત્રિશુળ એ, ના અડક્યુ; તે કેમ. ૩૪ માટે શંકર કહે એનું મૃત્યું મુલ જણાયતો ત્રિલોકા નાથ તમથી, જોધ્ધો એ જીતાય. ૩૫ શ્રીપતી કહે સત્ય શંભુ; આપ કહો તે ઈશ; ક્યાં જગકર્તા તમોને, ક્યા જીવ જુગદીશ ૩૬ રમાવર કહે રાખશો માં, ચિંતા ચિતમાં લેશ; પધારો કૈલાશ પોતે; ઠાગે એને કગેશ. ૩૭ વળાવ્યા ત્યાંથી વીષ્ણુએતે આવ્યા ઉમયા પાસ; અંત કરવા અસુરનો, ત્યાં વિચારે અવી નાશ. ૩૮ કોણ જાએ કપટ કરીને, કેમ પુછે પેર; ભગની એ ભુપાલની ગોવીંદ કહે મુજ ઘેર. ૩૯ પટાવી એ પ્રેમદાને, મોકલુ રિપુ પાસ; ભગની ભાંવે પુછશે તો, કહેશે સહુ ઈતીહાસ. ૪૦ ાા વિશ્રામ ાા ઈતીહાસ કહેશે આપથી, તો રહેશે રણમાં રંગરે; તારૂણી કાજે તેડીયો, વેગે તરત વિહંગરે. ૪૧ માણુમ શનગારી કરી, માગે કરવા કામરે, રેવા રસીક કહે જઈ રમા, લાવ્ય શિઘ્ર આ ઠામરે. ૪૨ ાા ઈતી શ્રી પદ્મપુરાણે જાલંધરોપાખ્યાને કવી રેવાશંકરવીરચિતે સુરાસુર સંગ્રામ વરણોનામ

ઓગણીશમો અધ્યાય: ૧૯

## અધ્યાય. ૨૦

॥ રાગ ધનાશ્રી ॥ તેડયો પ્રભુએ ત્યાં પક્ષીને પાસ; જાઓ વેગે જ્યાં વૈકુંઠ વાસ; વેગે કમલાને લાવોરે વીર, જોજો વાટમાં કરતારે ધીર. ૧ વહાણું વાતાં પહેલું ન અવાય; તો આ કામ અકારજ થાય; શીઘ્ર નામી વિહંગમ ધાયો વેગ વઈકુંઠમાં વીર આવ્યો. ૨ લાગ્યો લક્ષમીને પ્રેમથી પાય, ચાલો માધવ તેડે છે માય; ગીરિ કઈલાશનો ત્રઠ જ્યાંય, વઢે દેવને દાનવ ત્યાંય. ૩ અરૂણોદય પહેલું આપણે જાવું; જઈને ભુધર ભેલાં રે થાવું; કમલા કહે છે શું મારૂં કામ, કહે સુપરણુ તેડે છે શ્યામ. ૪ ઉઠી ગરૂડચઢયાંપછીમાતપહોચ્યા થાતાંપહેલાંપ્રભાત; જુવે વાટ વીશ્વંભરજ્યાંય આવ્યાં વિનતા વિહંગમ ત્યાય. ૫ જોઈ હરખીઆ સુંદર શામ, કરવું કમલાનાહસ્તકે કામમાટે મરમ કટાક્ષથી ભાળી, જાણે વિનતાને વશ વનમાળી. ૬ હરી બોલ્યા ત્યા હીતકારી, આવો પ્રેમદા પ્રાણુની પ્યારી; થયો સુખીયો હું સુંદરી હાવે, મુને તમવીના અન્ન ન ભાવે. ૭ તમો ચપળાં ચતુરસુજાણુ, કરયો તેં વશ મારો પ્રાણુ; હોય સંકટ સીધુ તે સારો, ન સહેવાય વિયોગ મેં તારો. ૮ મુને વિશ્વનું સુખ નથિ ગમતું, રહે છે મન મારૂં તમ પુંઠે ભમતું; નથી યોગિના ઉરમાં રે વસતું ક્ષણું તુજમાં થકી નથિ ખસતું. ૯ મુને જગ્ત કહે મહારાજ, તે સઉ તારૂણી તમવડે લાજ; મુને ભક્ત

ભજે દધી બાળા, તે હું તારી જપું છું માળા. ૧૦ મારિ કલ્પ
તી તુજ વિના કાયા, લાગી મીઠડી તારિ માયા; વહાલી તુજ-
વીન કો નથી વામ, તું છે વાતતણો વીશરામ. ૧૧ મહારો સં
કટ વેળાની સહાય, પણ તુજ વિના કલ્પની થાય; એવા વચન
વધ્યા જુગદીશ, બોલ્યા શ્રી તવ નામિને શીશ. ૧૨ તમો અંત
રના આધાર, મારા હરિવર હઈયાના હાર; કેમ કૃશિત થયું પ્ર
ભુ અંગ, ભાસે કંઈક થયું મન ભંગ. ૧૩ કેમ અંતર ઉંડું ઊ
દાશ, તન જોઈ પડયોમુને; ત્રાસપિડા શાનેથઈ તમારીજાત, મુને
કહોને મારાસમ વાત. ૧૪ શીદ સમ મુને દેછે રમા તું નથા ક
મળા મેં તુજને કહેવાતુ; સતી કહે સુણો પુરૂષ પુરાણુ, જો ના
કહોતો તજું મારા પ્રાણુ. ૧૫ ત્યારે બોલ્યા ત્યાં પ્રાણજીવન મુ
ને આપો વીનના વચન; તો તે વાત તમો કહેવાય ત્યારેશ્યામા
મુને સુખ થાય. ૧૬ મહીલા મોકલું ત્યાં તમો જાઓ, સતી
તેના ખરા સમ ખાઓ; તમો માનો નહી તારૂણી જ્યારે, કહી
હલકો પાડું હું ત્યારે. ૧૭ કહે કમળા તમારી કહેવાઊ, જ્યાં
વેચો ત્યાં હું વેચાઉં; કહો વાત મુને અવીનાશી, હું છું દીન
તમારીરે દાશી. ૧૮ તમો કહો જો કૃપાના નિકેત, તો હું હાજ
ર પ્રાણ સમેત; ત્યારે બોલ્યા ત્રિભોવન તાત, સુણો વૈષ્ણવી
મારીરેવાત. ૧૯ તમે જાળંધર પાસે જાઓ, ભેળાં ભાઈ ભગ-
ની મળી થાઓ; છે તમારે એ બંધુનું લાર, તેથી સનમાન
આપશે સારૂ. ૨૦ તેનું મૃત્યુ પુછો તમે નારી, તો પ્રેમની પ્યા

રી તું મારી. ૨૧ ।। વિશ્રામ ।। મ રી પ્રાણપ્યારી તમો લાવો સાચી શોધરે, તો તારા બાંધવતણો કરૂં હું કંઠ વિરોધરે. ૨૨ વીરના વધની વાત તે શ્રાએ સાંભળી જ્યાંયરે રેવારસિકની સાથે તવ, તરૂણી બોલી ત્યાંયરે. ૨૩ ।। ઈતી શ્રી પદ્મપુરાણેજાળંધરોપાખ્યાને કવી રેવાશંકર વિર ચીતે શ્રી વિષ્ણુ સમાગમો નામ વિશમો અધ્યાય ૨૦

## અધ્યાય. ૨૧

જંજાળી જીવડે મુિકતની જુકિત ન જાણી એ રાગ. શામળિયા મુંજને આ સમે આ શું કીધું, મહિયરિયાનું માઠું તા ક્યા; મારૂં સરસ્વ ત લુંટી લીધું, કાળજડું કોરયું આ સમે આ શું કીધું. ૧ ટેક. રાજ પીયર વડે છુંય પનોતી, તે સઘળું સુખ મારે; આજ ઘટે મહારાજ તમારે, વીરની ચઢવું વાહરે. શામળિયા મુજને. કોણ કુટિલ એવી હોયતે, મહિયરનું શું કહે માઠું, પોગુ તમારં નહિં વિસરે, જેમ મીઠ ઉપર પાઠું. શામળિયા. ।। ૨ ।। હઈયામાં હોળી સળગાવી, મોત વિમાસી મારી; શઠ સુરની શિખામણ માના, વર થાસ્યુ ગિરધારી. શામળિયા. ૩ સુધા સરીખું વાયક તમારૂં, પણ શુળી સમસાલે; પીયરનું પાધર કરવાને, કેમ મારા પગ ચાલે. શામળિયા. ૪ અભાગણી એવી કોણ હોય તે, વેળા જે ન વિચારે; દગો કરીનેડાકેણ અગની, ભોળવી ભાઈને મારે. શામળિયા. ૫ જડ બુદ્ધિ મારી જેવાને, તકમાં સાચવ્યું ટાણું; કમળ નયન કરવાને બેઠા, મા

રૂ વિશ્વ માંય વગોણું. શામળિઆ. ૬ સમ દરસી સહુ ગાય તમોને તે કેવી જનની કહેણી; હું હઈયા ફુટી નવ સમજી, રાજ તમારી રેહેલી. શામળિયા. ૭ આવુ જાણુતતો હું નવ આવત, દુઃખમાં દવતે ધરવા; પાતળિયા બેઠા છો મારૂં, પીયર પાધર કરવા. શામળિયાં. ૮ પેટ ભરૂં પરપંચે ફું, દીશ કરૂં કેમ કાણી; હૈયાનું હોઠે આવ્યું મેં, સઉ સાધુતા જાણી. ૯ મોટી ભગની માત સમી તે, કેમ શત્રુવટ સારૂ; હાથે કરીને હળવી પડવા, શીદ માપ ઘટાડું મારૂં. શામલિઆ. ૧૧ ભાઈતે ભવનું મહીઅર મારૂં, કોઇ દિન આવે આણું; નાથજી તે દેખી ન ખમાયું, મારૂં ઠરવાનું ઠેકાણું. શામલિઆ. ૧૨ દલ ખોલી કોને દેખાડું, રાજ મરૂં છું રૂંધી; પીયર વાણુ પાતળિઆ મારે, પાધર પાવા સુધી. શાસલિઆ. ૧૩ કર્યું નથી મેં કપટ કદાપી, કેમ બંધવને થાયે; વાંકુ વેતર ત્યાં વાલાજી, આપળિઆં પીંજાએ. શામલિઆ. ૧૪ આવાં હીણુ કર્મ કરયાની, આ કોણે મત દીધી; સમાન દ્રષ્ટી સમજાણુ લાંબી, મેં સહુ સમજી લીધી. શામલિઆ. ૧૫ કર્યો અકાંચન બાપ મારો સહુ ઈસ્કામત આણી; કહોકો દીન પાયું છે મારાં, પિયરીયાંને પાણી, શામ૦ ૧૬ નથી જમાડયો લાડકડાને, રાજ રસોઈ મેં રાંધી; રમાડવા નાગઈ હું કો દિન, ખોળે ખાવું બાંધી. શામ૦ ૧૭ મુજ વીર સાથે શું વેર તમારે, તે કારણુ કંઇ કહોને; મારચે સુખ થાયે તો મુજને, સ્વામી શુળિયો દિયોને. શામ૦ ૧૮

હું બળતી બોલું છું બિહિતી, ધણી નગારી ધાકે; કોણ કરકશા એવી હોય તે, ભાઈનું ભુંડું તાકે શામ૦ ૧૯ કંથ કહ્યું તે તો નહીં થાય, કંપે પ્રાણ અમારા; લાડકડીનું મુખ લેવાયું વેહે નેત્રે જળધારા શામ૦ ૨૦ આવું જોઈ હાવેથી કો, સંબંધ કરશે સારો; પાપી સુરની પક્ષ થકી શું, ગયોજ બાંધવ મારો. શામ૦ ૨૧ બે પાસે બોલે બંધન છું, નહીં બોલ્યાનું બહારૂ; આ જીવ્યાથી મુજને લાગે, માધવ મરવું સારૂં. શામ૦ ૨૨ મારા વીરનો વાળ વિશ્વંભર, જો કાંઈ વાંકો થાશે; વાત સુણી તે વેગા મારો, ફટકીને જીવ જાશે. શામ૦ ૨૩ પરણી આવ્યા પુંહળ મુજને, પિયર નવ હોજાવા; ભાઈ મારીને ભડ બેસાડો, કોઈ ન રહે પાણી પાવા, શામ૦ ૨૪ પતિત હોય તો પાવન કીજે, સસરાનો સુત જાણી; શું સારૂં કરવા તાકો છો, આ તરવારો તાણી, શામ૦ ૨૫ વેચાતી વઢવાડ વઢો છો, કંચ ચાલ આ કેવો; સહાદેવ સંહારી તમારે, સિરપાજ લેવો. શામ૦ ૨૬ કડવું કહેતાં લાગે તમને, ખરૂં વચન તો ખોટું શું માશી મામા મારયે થયું, માપ તમારૂં મોટું. શામ૦ ૨૭ વાસવ સારૂ વામન થઈને, બળિના જાચક જામ્યા; દ્વારપાળ થઈને રહે હે, ત્યાંશી ઈજ્જત પામ્યા. શામ૦ ૨૮ કપટ કરીને કંથજી મારા; રવનું દળ કાપ્યું; પાંડવના કિંકર કહાવ્યા પણ, તેણે, શું ફળ આપ્યું. શામ૦ ૨૯ ધર્મ હારીને ધણી તમે જે, કુંભ સુધાનો છળીયો; વાળી વધ કર્યો તેનો કહો, કેઈ જાગે જશ

મળિયો. શામ૦ ૩૦ પ્રાણુ થકી તો પીયર વહાલું, વિનતા કહે વનમાળી; નષ્ટ નજરથી જોવાયે કેમ, ભાઈના સામું ભાળી. સામ૦ ૩૧ સુરને સુખીયા કરવા તાકો, મારા વીરને મારી; પાપ વાન તુઝ્યો મુજને, હરજી થાઉં હત્યારી. શામ૦ ૩૨ અરે વિધાતા રરવીર વદતાં, હું મન રાખું કોનું; રેવા રસિકે કેમ ના ખોળ્યું, પરથમ મારૂં પાનું. શામ૦ ૩૩ વિશ્રામ પાનું ન ખોળ્યું માહરૂં, રમા કહી એમ રોયરે; ભાઈને ભોળવી મારવા, હૂં નથી જાતી કોયરે. ૩૪ ચાહે તો રાખો ચરણુમાં, કહો તો વશીયે વનરે; વળી સ્યામાં સમઝાવવા, વીશ્ણુ વદે વચનરે. ૩૫ ।। ઈતી શ્રી પદ્મપુરાણે જાલંધરોપાખ્યાને કવીરેવાશંકર વિરચીતલક્ષ્મીવીયોગ વરણો નામ એકવિંશો અધ્યાય: ૨૧

## અધ્યાય. ૨૨

।। રાગ મેવાડો ।। ચાલ વાણુઝારાની વળતી વીશ્વંભર બોલીયા, સુણો સાધવીરે; ધન તારૂણી તારો ટેક, માનો માધવીરે. સ્વામી હું સમખાવા તણો, સુણો સાધવીરે; તમો છળ કરીને વાહ્યાછેક, માનોમાધવીરે. ૧ હરીવદનીઆવુંહતું, સુણોસાધવીરે ભાઈવીનાભવભાગીપડે. સુણો. તમોતારૂણી ધાયુંત્યમ. માનો. ૨ કંથનીશીમમનેકમી; સુણો. વીરકોઈનેકેમકહેવાય. માનો. સાચી સગાઈ સહોદર તણી. સુણો, ભાઈ વિના જન્મ અકારજ જાય. માનો, ૩ માપ ઘટયું મારૂં માનુની, સુણો મારો ભામની ખોયો ભાર, માનો મીઠું મનાવતી મુજને, સુણો. આજપેટનો પા

મ્યોં પાર. ૪ કહેતી પતિ મારા પ્રાણછો. સુણોમીથ્યા કરતી મલાવડાં નીત. માનો કામ પડયે કારણ લહ્યુ, સુણો હું તો જાણુંછું જુવતીની રીત. માનો. ૫ સ્વારથ સાધવો હોય તો, સુણો. સમે પેટમાં પેશી જાય, માનો ભય ન ગણેભગવંતનો, સુણો બહુ બોલતાં ના બંધાય, માનો. ૬ સિંહસંહારી સંચરે, સુણો નાસે માનુની દેખી મંઝાર; માનો. પગ માડે નહી પાણીમાં, સુણો. સેજે ઊતરે સીંધુ પાર, માનો. ૭ રીદ્ધ સમરપે રીઝીને, સુણો ખીજે તો કરે શાહને ચોર, માનો. હાસ્યકરે પળ માં રૂવે, સુણો. હોય કાળજું વજર કઠોર; માનો. ૮ નાગણે ત્રણ ને તેરમાં, રાખે સરવેની સાથેસ્નેહ, માનો. ભોળવીભરથ્કરે રતી, સુણો આપે છેવટ છેતરી છેહ, માનો. ૯ હીતકરે પરનું હશી, સુણો. કોને આપે ન પેટનો પાર, માનો. બ્રહ્મા દીકને ભાળવે સુણો. સમજે નહીં સાર અસાર માનો. ૧૦ વીશ્વને વાહે વાતમાં, સુણો. મત પોતાનો માને ઠીક, માનો. કહો કેમ કુંથથકી ભીયે, શુણો. નવ રાખે જે કાળની બીક. માનો. ૧૧ રાખી ન કોઈ રામા શકે, શુણો. મેળે મન માને ત્યાં જાય, માનો. લાજ દેખાડે લોકમાં, શુણો.ક્ષણમાં સતીનું પદ સહાય, માનો. ૧૨ વીશ્વ થયું વશ માહ્યરે, શુણો. પણ તેં ન ગણ્યો મુને નાર, માનો. ખાળ ખોળ સરખાં ગણ્યાં, શુણો. વીર ને વર બે એક હાર, માનો. ૧૩ માથે છેડા નાંખ્યો તમે, શુણો. વેમકાજે કપાવ્યું નાક, માનો કરણ કોચાવ્યા ક

યમ શુણુ, શુણો. લાજ કાઢીને વશ કરી વાર્યક, માનો. ૧૪
કાજળે ચક્ષુને વારીયાં,શુણો.હારયા હસ્તી એધાણી તે હાથ,
માનો. ચતુરને ચુશી નાખીયા, શુણો. હજુ રંગ છે દાંતની સા
થ, માનો. ૧૫ કયાને સંબંધને શોધીયો, સુણો. સારૂં સગ
પણુરાખ્યું તેઆજ.માનો,મચ્છમગરકચ્છતેશુણો,તારોમઉઢો
પિયર સમાજ, માનો૦ ૧૬ તેના કરતાં હું ગયો, સુણો
તારે મારેતો શાનો સબંધ, માનો. ગમતુ કરો ગોરી તમે, શુ
ણો, કરશું બોલવું તમથીરે બંધ, માનો. ૧૭ કહાવો સતી સં
સારમાં, સુણો. પતીનું નવ પાળશો વેણ માનો. મુખ મારૂ
ગમતું નથી, સુણો. કરે નેહ પરીક્ષા નેણુ, માનો. વિશ્વાસે વ-
ળગી રહયો; સુણો મુને નારી કર્યો તેં નીરાશ, માનો. હવે તન
પાડુ તપશા કરી; સુણો. મુને મળવાની મુકજો આશ, માનો.
૧૯ સંન્યાશી થાઉ સર્વથા. સુણો. જાઊ વસ્તી તજીને વન,
માનો ગેરૂએ વસ્ત્રને રંગીયાં, સુણો. તાણ્યુ તીલક તે ઉર્ધ્વ અ
મન; માનો. ૨૦ કાઢયું કમંડળ કોપીન, સુણો. બેઠા શીરના
કાઢવા કેશ, માનો. નારદ તે સમે આવીઆ, સુણો. જાણે આ
પવાને ઉપદેશ, માનો, ૨૧ ચપળા ભુલી ચરીત્રમાં, સુણો; જા
ણે હરીવર હાથથી જાય, માનો; ખાંતીલી ખોળાપાયરે, સુણો
શામળારે; કંપે કમળાની થરથર કાય, પ્રિતમપાતળારે; ૨૨
કોણુ વલેની મુકી મને, સુ; તમે કંથજી કેમ જવાય, પ્રીતમ;
ત્રીકમ તરછોડી જતાં, સુ; તમને રાજી રામના થાય, પ્રીતમ.

૨૩ વય વિનાવિરકતનો, શુણો;કોઈ ઘરથી ધરાયની વેશપીત
મ; મારા સમ ના આપસો, સુ; તમો નારદ કાંઈ ઉપદેશ, પી-
તમ; ૨૪ રાજ રીસાયા શું તમો, શુ, મારૂ વચન ધરો નહીં કા
ન, પીતમ; માન્યું હોત તમે માનુની, સુ; તો ભગવાં ન કરે ભ
ગવાન, માનો, ૨૫ ચપળા ચેતી ચીત્તમાં, સુણો; ભુલી રાજ
તમારી સેવ; પીતમ; કહેશો તે કરીશું અમો, સુણો; નહી રા-
ખીએ કંથ કટેવ પ્રીતમ. ૨૬ કહોતો હું વાહું વીરને, સુણો;
મળી મ્રત્યુંની પુછું પેર, પ્રીતમ. ૨૭ રાજ તમો રાજી રહો, સુ
ણો; મારે સુખ રૂપીસંસાર,પીતમ, હાજર જેકહોતેકરૂં. સુણો
મારા અંતરના આધાર, પ્રીતમ. ૨૮ તાત ભરાત ત્રીલોકીના,
સુ; લાવું મૃત્યુંનાં શોધી મુળ પીતમ; પેટ ચોળીને પેઉજી,
શુણો, શીદ આ ઊપજાવો શુળ, પીતમ, ૨૯ જાઓ નારદ કે
મ આવીયા, સુ; મારૂં કરવા ફરો ઘરભંગ, પીતમ; જેણે ગેરૂ
ઘોપીચંદન કર્યું; સુ; તેનું આઘેરૂ ટળજો અંગ, પીતમ.૩૦
કાળજાં કુળાં બાળવા, સુ; કોઇને કરશો નહી ઉપદેશ. પીતમ
જેમ રાજી રહેશો તમો, સુ; તેમ નાથ સદા નભેજપીતમ. ૩૧
કેશવે કોપીન કાઢીયું સુ; જાઓ જીવણે સાધ્યો જોગ; પીતમ
માને કહ્યું નહિ કંથનુ, સુ, તેજ ભામનીયોના ભોગ, પીતમ;
૩૨ વિશ્રામ ભોગ મળે ભરથાર તેના, જે વિનતા લોપે વચન
રે; જુઓ સંકટ કારણે પ્યારી પરેરે પ્રાણજીવનરે. ૩૩ ભેદપા
મવા ભાઈનો શ્રી સૈન્યામાં જાયરે; રેવા ભગની ભાળીને; ભુ-

પત રાજી થાયરે. ૩૪ ઈતી શ્રી પદ્મપુરાણે જાળંધરોપાખ્યાને કવી રેવાશંકર વિરચીતે લક્ષ્મિનારાયણ પ્રશ્નોતરો નામ દ્વાદશો અધ્યાય. ૨૨.

## અધ્યાય. ૨૩

રાગ મારૂ-શુક વળી બોલીયારે, શૌનકાદીક શ્રવણેધરે; નમીને નાથનેરે, ત્યાંથી પદ્મા પરવરે. ૧ મુરતી મોહનીરે, ચાલી કપટને કારણે; દળ દેખતીરે, આવી બંધુને બારણે, ૨ કહ્યુ કીંકરેરે, જાળંધર પાસે જઈ; મળવા મહીપતીરે ભગની આવે તમને અહીં ૩ ઉઠયો આદરેરે, સ્નેહથી સામો આવ્યો ધાઈ; પડીયો પાયમાંરે,બેટીને ભોવનમાં લાવ્યો ભાઈ. ૪ તવ ઈંદીરારે ઓવારણાં લે છે વળી વળી; આંસુ આંખમાંરે, ગદગદ કંઠે ગયાં ગળી. ૫ પ્રીતી પુર્વકરે; પદ્માતણી પુજા કરી; દે આશીષ તહાંરે, વીરાપરવહાલ ધરી. ૬ કર જોડીનેરે, સીંધુનો સુત વાણી વદે; કયાંથી આવીયાંરે; મુજપરહેત ધરી હ્રદે. ૭ હવે કમળા કહેરે, વીરા તન જોવા તાહરૂં; ઘણા દિવસનુંરે, મળવા ઈચ્છે મન માહરૂં ૮ રાત દીવસમાંરે, ક્ષણુન જંપ વળે નને; શીદને સાંભળેરે, ભુપતી ભાઇ ભગની તુને. ૯ આશો અમરશુંરે વીરા તેં વીખવાદ ધારિયો; વઢવા આવતાંરે તનેતાતે કયમ ન વારિયો. ૧૦ યુદ્ધ અમરની સાથેરે આદરીયું તેં જયારનુ; મારા પેટમાંરે તેલ રેડાયું ત્યાંરનુ. ૧૧ કહાવું કયમ કરીરે, પાસે નથી કોઈ આવતુ; શુણી વાતનેરે, ભાઇ ભોજન નથી ભાવતુ.

૧૨ કોને જઇ કહુરે, ચીતડાની થાય છે ચિરીયો; વીરાહોયછેરે બેનીનો જીવ અધિરિયો, ૧૩ ચિત્ત ચોકનહીરે, હું ફટકારી સ રખી ફરૂ; ઘર બારમાંરે મન ગોઠે નહિ શું કરૂં. ૧૪ દેવ સહુ દુ શ્ટછેરે, ભાઈ દગો ભાસે મનેમાટે વારવારે વીરા આવી તરત તને. ૧૫ એક આંખ તુરે, રાંકડી ભગની કેરો ભઈ; તેથિ તન માંરે, ત્રાસ ને ભાન વિનાની થઇ. ૧૬ ત્રણે દેવતારે. તેવડ તાહ રીમાં ફરે; એ શું યુદ્ધમાંરે, કાળ કટકના ઊગરે. ૧૭ નથી તે તણોરે, ત્રાસ વીના તન તુજને; જોજે મુકતોરે, રણે રખડતી મુ જને. ૧૮ યુદ્ધ કરતાં કદીરે, વાળ વાંકો તારો થશે; તો તે સાં ભળીરે, પલકમાં પ્રાણ મારો જશે. ૧૯ બહ્યાં રત્ન એરે, વી- રા સુરથું રાઢ તજો; નથી લાગતિરે, મારા મારીમાંમુને મજો. ૨૭ વીરા તુજ વડેરે, આશા મોટી મહીઅરની; પછી માહરેરે, પાધર વાટ પીઅરની, ૨૧ એ જીવો ઘણું રે, સંપતી સુખ એ તો ખરૂં; પણ હોય નહીં રે, સાકરસમ કોઇનું સાસરૂં ૨૨. શુ ળી સાસરૂં રે, ચાહેતો સોનાની કરે; પણ એક પલકનું રે, સુ- ખ પીયરનું ના વીસરે, ૨૩ નથી તન દઈ રે, કામ કશાં ઘરનાં કરયાં; ખાઈ પીને ખુશીરે, રાત દીવસ ફરતાં ફરયાં. ૨૪ બાણુ જ બોલનારે, સાસરે સહુના સાંખીએ; કામકાજ તહાંરે, કોના ઉપર ભૈ નાંખીએ, ૨૫ વિરો હોય તોયતોરે, બેન કહી આવે બોલાવતો; સંદેસો ગએરે, દેખાદે આણે આવતો૦ ૨૬ ભાઈ હોય તોરેસમોસાસરીયાનો સાચવે પુત્ર હોય તોરે, ભરી

ભવિશ્યને ભોગવે, ૨૭ માટે બાંધવારે, સુર સાથે સંગ્રામ ત-
જો; તોડી તંતનેરે, જે ભવતારણુ તેને ભજો. ૨૮ સિંધુ સુતત
વ બોલીયો, હું તો પુજયને ધારતો પાળવાં; મુળ માહારાંરે,
બેઠા બાંનેવી તો બળવા. ૨૯ સુરસરવનેરે, જીવતા નહીંદેઊજા
વા; પણુ આવીયોરે, સરપ પાળેલો ખાવા. ૩૦ ઋણુને પાપ
જેરે; મરત્યું થયે પણુ ના મટે; વેર વહાલમાંરે, ગોવિંદને ના
કરવું ઘટે. ૩૧ તાતે ટેકથીરે, જાત જોઇ એની ખરી; ફરે મુજને
રે તે હણુવા હાથે કરી. ૩૨ આવી બેન તુંરે; માટે ઝાલીશ એને
જીવતો; નહીંતો નીશ્ચે હુંરે, વિષ્ણુને વધ કરી નાંખતો. ૩૩
વહેવૈષ્ણુવીરેનારૂરેમાધવમારવાસુરનાસાથમાંરેવઢતાંગયાહશે
વારવા. ૩૪ મન મુકીનેરે તેન વીરા તુજશું વઢે; એ અધર્મ
થીરે, બ્રહ્મસદન ભાગી પડે. ૩૫ એ એધાણુ છેરે, કંથ બતાવું
મરતાં જે વધેરે. તેજ બનેવી તાહરો ૩૬ સિંધુ સુત કહેરે, ત્રણુ
ભોવન જો મરે મથી; કોટી વીશણુએરે, હું વધ થાવાનો નથી
૩૭ બેની મુજ અંગનેરે, અસ્ત્ર અમરનાં નહી અડે; માટે કોઇ
જુઠું કહેરે, ભગની તું રખે રડે. ૩૮ વળી કમળા કહેરે, મુજને
કેમ પતીત પડે; તું રણુમાં જતાંરે, કાળજડું મારૂં કડકડે.
૩૯ સુર સાથે સંગ્રામમાંરે, કેમ કરી જીતસોમારા વીર; તેની
મુને ખાનરીરે, થાતી નથી રહે છે અધિર. ૪૦ માટે કહે મનેરે,
કોણુ રીતે વીરા જય થસે; નહિતો તુજ માટેરે, પ્રાણુ મારો ફટ
કી જસે. ૪૧ સીંધુ સુત કહેરે એ ગુપ્ત વાત છે જીતનીરે કોઈને

કહેસો નહીરે, બગની ભોળવીં રીતની, ૪૨ ભાભી તાહરીરે,
સત્ય ન ચુકે જ્યાં લગી; કાયા મામરીરે દેવ થકી ના પડે ડગી.
૪૩ ભવ બ્રહ્મા તણીરે, શકિત નથી જીતે; મુને કાળ કંપે મુજ
થીરે મુખ થકી કહું છું તુને ૪૪ તવ રમા કહે. રેમુજને પતીત
પડે નહીં, સત્ય ચુકેતોરે, કેમ જાણાય તુને તહીં. ૪૫ તવ
સીંધુ સુતેરે, આપી પતીત પરમાણીએ, ફુલનો હાર આરે કર
માએ લાંછ ન જાણીએ. ૪૬ ખીલ્યાં કુસુમ ત્યાંરે, કમળાએ
ગાણી નીશ્ચે કરયાં સાચું માનીનેરે બંધવના કરમાં ધરયાં.
૪૭ ઉઠયાં ઇંદીરા, રેવીરા આજ્ઞા આપો મુને, રાખે રામજીરે,
કુશળ વીરા કહું છુ તુને. ૪૮ જાળંધર કહે. રેમાગ્ય બેનીતુંમ-
રી કને, આપું સરવસ,રે તનમાં જો ઈચ્છા તને. ૪૯ વળી ક-
મળા કહે, મુજપર હેતરે રાખજો ઘણું, તમ પુણ્યથી, રેસુખ
છે સરવ સોહામણું. ૫૦ તોય ત્રણુ ત્યાંર,રત્ન રમાને આપી-
યાં, વેર હતાં વિશણુંશુંરે, તે ઊરથી ઊથાપીયાં. ૫૧ ધારૂં મ
નમાં હુંરે, જે સઘળા સુર હું વધ કરૂં પુજય જાણીને રેરત્નકર
રમાવરને ધરૂં પર કહે જેવીશણુનેરે, નષ્ટ નજરથી ના નડે, રમા
કહે રખે ડ, રેભારેઈ તુજને પગે પડે ૫૩ નમ્યો નરપતિરે, પદ્દ-
મા પ્રભુ પાસે ગયાં કળા કપટનાંરે, વચન કહ્યા વહાલાં થયાં
૫૪ વિશ્રામ વહાલાં થયાં વ્રજરાજને પુછે પ્રીતમ પેર, રેકચળ
કમળા કરી આવિયાં મહિયરિયા પર મહેર રેપપ કંથ કને કર
જોડિને વિનતા વદે વચન, રેરેવારસીક મુખ બોલીયા કહે અબ

ળા તુને ધન્યરે. ૫૬ ઈતી શ્રી પદમ પુરાણે જાળંધરો પાખ્યાને કવી રેવાશંકર વિરચીતે લક્ષ્મિ જાળંધર સ્નેહ સમાગમેન ત દ મૃત્યુજ્ઞ નામ ત્રયવિશતીતમો અધ્યાય. ૨૩

## અધ્યાય. ૨૪

વાલ્મિક વળતાં એણીપેરે બોલ્યા, સાંભળરે ઋષીરાય; લક્ષ્મિ નારાણુય પ્રત્યે કહેછે, જાળંધરની કથાય. ૧ વિઠ્ઠલ હું વીરા પાસે ગઈને, માન મહીઅરીએ દીધું; વાત તમારી વર્ણ-વી એણે; મેં મારૂં કૃત્ય કીધું. ૨ પેર કરી મેં પુછયુંરે સઘળું, આધીન તમ પર આણ્યું; તે વીરને તમ પર સ્નેહજ પ્રગટ્યો, ઝાઝુંરે સગપણ જાણ્યું. ૩ સુર સંહારી રત્નને લાવી, તમને આપવા એ ચહાય; તે માટે મુજ બંધવની તમે, સરવથા કર-જો સહાય. ૪ જ્યાં સગપણ સામા સામી, ત્યાં કંથવીરોધ ન કીજે; જળ પાય જે આપણુને, તેને ભાવતાં ભોજન દીજે. ૫ જે તરશે તમ દરશન સારૂં, તેને વધવા તમે ધારો દઈવનો ચો-ર કૃતઘ્ની કહાવે, વિશ્ણુ મન વિચારો. ૬ ભગનીને ભાઈ કરતાં બીજું, કંથજી કાંઈ ન હોય; વાળું છું વનમાળી માટે, તંત ન મેળવો તોય. ૭ સાસરીયામાં સ્વામીનું સગપણ, તેમ મઈ-રીઆમાં વીર; સ્વામી સહોદર તમને સોંપ્યો, છો તમે ધર્મ-ના ધીર. ૮ તેમણે તમને તેડયારે મળવા, ભગનીના ભરથાર જાણી; પરેમ ધરી તે પાસે પધારો; અનુકંપા ઉરઆણી ૯ તે તમ કાજે માણુ પાથરે, સમજી સબંધનું જોહારૂ; અમરને

કાજે અરીવટ રાખો, સમજુ થઈ શા સારૂ ૧૦ ચોળી ચીકણું ચતુર કરે નહિ, રંક વીવેકી ન વહાય; નીર મથ્યે નવ નીત્ય ન આપે, વેરમાં વહાલ ન થાય. ૧૧ હેડ પડી માંહે પગ ઘાલી, બળિયો ન બેસે કોઈ; માટે કંથજી કલેશ ન કરશો, સિંધુ તણો સુત જોઇ. ૧૨ તાગે તે વડ નાથજી નહીં રહે, પાછળ પિડારે થાય; માટે સુરની પક્ષ ન કરશો, લાગું હું તમારે પાય. ૧૩ શ્રીનાં વાયક સુણીને બોલ્યા, વિશ્વ નિવાશી વચન; મહીઅરમાં જઈને ફરીમતિ, મેં વરત્યું તમારૂં મન. ૧૪ શા કારણ મેં સુંદરી તમને, મઈએર મોકલ્યાંરાણીઉલટાઅવગુણ ગાયા મારા મેં મતિ તમારી જાણી. ૧૫ મીઠું મનાવ્યું મુખથી મુજને, અંતર ઉંડી કાંતી; ઘર ઘાલ્યું હશા વાત કરીને, નીચ નથી લજવાતી. ૧૬ કંથ થકી કપટી સ્ત્રી તુજને, વીરકને જઈ, કંઈક ઘસાતી મારી. ૧૭ બંધવે તુજને બદ બુદ્ધિ કહિ, તેના વદિ મુજ ધાકે; હું સમજયો છું તારૂણી મુજને, વધ કરાવા તાકે. ૧૮ આજ થકી ભોજન જળ પીવુ, તે તુજ હાથે નહિં થાય; મન મેળવીને મારી નાંખે તું,કોણ કહે શુખદાય. ૧૯ કાનની કાચી તું થઈ કામની, કેમ કરૂં વિશ્વાસ; દુષ્ટ દગો કરવા તું તાકે, નાંખી તેમનો પાસ; ૨૦ મદ મતિ તેં પારકું માની, કંથને મારવા તાકે, વન વાટે નાખિ જેમ નાઠી, ચિતચડાવિ ચાકે. ૨૧ વાતને લેવા વિનતા પ્રેરિ, મે વાંકુ કરિ આવિ; વિરજીવાડિ મુજને મારિ, લાલચ દેસમજાવિ. ૨૨ માનુની મેંતુજનેમાથે

ચઢાવિ, માટે ન માનેરે મારૂં, પિએર જઈને પાધરિ આવિ; તે
શા સ્વારથ સારૂં. ૨૩ જારી જુવતી વઈદને વશને, તસ્કર મુર
ખ જુગારી; પ્રાણ પડે પણ સત્ય ન બોલે, તેમાંનીરે તું નાહી.
૨૪ પાપણી નારી પીપર વખુ તે, શું સ્વામીનું શુભ ઈચ્છે; ઉ
ઠ અધમ મુજ પાચ્ય થકી તું, પાર ન મારો પ્રીછે. ૨૫ ક્રોધ
કરી ઉઠયા અવીનાશી, પરેસદા લાગે પાય; માધવ માને નહી
મહીલાનું, રીસાયા વ્રજ રાય. ૨૬ કમળા કહે હું વાત કહું તે,
સાંભળો મારા શ્યામ; વેરને માટે વારૂં છું પ્રભુ, ક્યાં છે કપટ
નું કામ. ૨૭ ઓરા આવો ઓ અવિનાશી, સંભળાવું સર્વ
પ્રકાર; રાજ રીસાવું નારે ઘટે આમ, અંતરના આધાર. ૨૮
હું હરિવર બંધુ પાસે ગઈતી, સનમાન બહુ પામી; પેર કરી
ને વાત પુછી મેં, સ્નેહ બતાવી સ્વામી. ૨૯ મેં કહ્યું બાંધવ
સુર સાથે આ, સંગ્રામ તાહરે થાય; કેમ તુને એ અસ્ત્ર અડે ન
હીં, માટે આ મન મુઝાય. ૩૦ વીર કહે તું સાંભળ બેની, વૃં
દા જે મારી રાણી તે સતી વભિચાર કરે તો, મુજ તનની થાય
હાણી. ૩૧ ત્યાં લગીભવ બ્રહ્માદિક સુર સહુ, યુદ્ધે ના જીતેરે
કોઈ; મુજ મૃત્યુંનું એ મોં બારૂં, સત્ય બતાવુંરે સો
ઈ. ૩૨ મેં કહ્યું વીરા ક્યમ મનાયે, પંડ પતિતના આવી; તે
વેળાએ પુષ્પ તણી માળા, બંધુએ મુજને બતાવી. ૩૩ કહે
કરમાય એમાંથી, તો તે વીનતા તપ ભંગ; તવ વિમીત સં-
ગ્રામથયેથાયઅસ્ત્રઅડેક્ષતઅંગ૩૪ત્રાણુસહસ્ત્રત્રાણુસેપરચાલી

સ પુષ્પનીમાળ; વૃંદાવિભળ થયે કરમાયે તવ જાળંધરનો કાળ. ૩૫ વિષ્ણુ કહે ધન્ય વિનતા મારી, સત્યવતી સુખધામ; બંધુ મરણ કરી હાથે, કોણ કરે એ કામ. ૩૬ પરેમવતી તમો પત્નીરે મારી, આજ્ઞાપાળી જેહ; ધરમ સતિનો એમ ધરાયે કંથ વેદ કહે તેહ. ૩૭ અઘટિત હતું તોય તમો કીધું, સ્વામી વચન સ્વીકાર; વામા તમો વઈકુંઠ પધારો, હું કરૂં અસુર સંહાર. ૩૮ તેડી તરત વિહંગમ તે પર, કમળા થયાં અસવાર; અસુર વીદારી આવશું, એમ ઓચરયા જગદાધાર. ૩૯ ગરૂડ ચઢી ચપળા તવ ચાલ્યાં, આવીયાં નીજ સ્થાન; વ્રંદાને છળ કરવા માટે, કપટ કરે ભગવાન. ૪૦ વિશ્રામ. ભગવાન ભવતારણ પ્રભુ, ભક્તભયભંજન ભુપાળરે; ચતુરભુજ ચીંતામણી, દીન બંધુ દિન દયાररे. ૪૧ પરીબ્રહ્મ પાસે તહાં, આવ્યા શંકરશાયરે; રેવા રસિક ત્યાં કપટની, કેશવ કરે કથાયરે. ૪૨ ॥ ઈતિ શ્રી પદ્મપુરાણે જાળંધરોપાખ્યાને કવિ રેવાશંકર વિરચિતે લક્ષ્મિ નારાયણ સંવાદે જાળંધર મૃત્યુપતિ વરણો નામ ચતુરવિશો અધ્યાય: ૨૪.

## અધ્યાય. ૨૫

રાગ ધનાશ્રી વળતા વાલ્મિક વદે વચન; ભારદ્વજ સુણો ધરી મન, કહે શંભુને શ્રી ભગવાન; રમા બંધુનું કહું સમાધાન ૧ પ્રેરી મેં મારા ઘરમાંથી નારી, તેણે સહુ લાધી છે સારી, વૃંદા વિનતા જાળંધર કેરી છે પતિવ્રતા કોયે ન હેરી. ૨ તે

નુ તપ વ્રત ભંગજ થાય, તો જાલંધર તરત જીતાય; નહિતો કલ્પ કોટિ યુદ્ધ થાય, તોય અંગ અડે નહિં ઘાય. ૩ જયારે છે તરી છેહ દેવાય, તો સીંધું સુત રણુ જીતાય; જે તે કપટવડે થશે કામ, બીજી માહી ન પહોંચે હામ. ૪ માટે એ તાબીરમાં લાગે કરો ઠાઠ મચાવી ઠાગે; ભુંડા કૃત્યમાં મળશે ભલાઈ, સાચામાં રહ્યા સપડાઈ ૫ સુણી શંકર વદીયારે આમ; કરૂં હું એમાંશું મોટું કામ કરો આજ તમે સંગ્રાણુ, જઉ જાળંધર થઈ એને ધામ. ૬ કરૂં ભામની ભ્રષ્ટજ એની; તમે ચિંતા ન કરશો તેની; હસ્યા મનમાં ત્યાં હરિ રાય. કડી લેતાં ન પાટણુ જાય. ૭ એમ સમજી નમ્યા બહુ નામી; તમે શંકદ શ્રષ્ટિના સ્વામી; છો અ કળગતી અંતરજામી, જાય જગત જોતા મોહ પામી. ૮ કામ કપરી વેળા તમે કીધુ; વાત વિશનુએ કહીને વાહ્યા, ઉમાકાન્ત ને ઉચે ચઢાવ્યા. ૯ આજ જુદ્ધનો વારો મારો, તમે પ્રેમદા પાસે પધા. પરિબ્રહ્મ પોતે ભવ ભુપ, ધરયું જાલંબરનું સ્વરૂપ ૧૦ તેવી ચાલ ચતુરાને ચેન, તેવાં વસ્ત્ર નીપુણુતાને નેણુ; જેવો ગજને માવતનો ઘાટ; ઝાલી શંભુએ મથુરાની વાટ. ૧૧ ચઢ ચા સંગ્રામે શ્રીભગવાન, ગ્રહિ ચક્ર સારિંગ કમાન; લક્ષ્મીકાન્ત ત્યાં લડવાને જાય, ચીંતા નારદને તવ થાય. ૧૨ ઉઠયા અજ સુત ભરિયારે સ્વાસે, આવ્યા સીંધુ સુતની પાસે;ત્યાં જાલંધરે આસન દીધું, પરેમ આણીને પુજન કીધું. ૧૩ આવ્યા કયાં થકી પરમ પાવન, ત્યારે નારદ બોલ્યાવચન, હાક તારી ભા

ઇ હડહડતી કહેતાં જીભ નથિ ઉપડતી. ૧૪ જોઈ અથરમ હું
અમુઝાયો, પગ તાણુતો તુજ પાસે આવ્યો, જોયો જટિલ જે
શંભુ કહેવાય ધરી કપટથી તાહરી કાય. ૧૫ કરી કપટ તે વૃં
દાની પાસ, ગયો લંપટ કરવા વિલાસ, નથી દારા ડગવાનિ
કોઈએ, પણુ બદલો તો વાળવો જોઈએ ૧૬ તનેગમતુ હોય સુ
ખદાઈ, હું તો કહેવાનો સરીગત ભાઈ, જોજે વાત ન જાણે કો
ઈ. મારૂ લોકમાં હળપુ છે લોહી. ૧૭ માટે ગરણે ગળી જલ
પીવું, ઉંડા પાણીમાં પેસતાં બીવું; આવ્યો સ્વરગેથીકાઢી કાં
ઈ બાનુ. મારે રાખજો મિત્ર આછાનું. ૧૮ જાણે દેવતો માને કુ
ટી, મારૂં તુમડું જાએ ફુટી, એમ કહી ગયા રૂષિ સ્વરગેશ, સોં
ધુસુતે ધર્યે શંભુ વેશ. ૧૯ તેડયા સુભટ ભુપે તમામ, કરો ત
મે સુર સાથે સંગ્રામ; ગયા ઈશ સતીનીરે પાસ, કરી કપટને
છળવાની આશ. ૨૦ હું ખનો જે ઊમા એની લાવું, દીન બે
પાછોરે આવું; સેન્યાપતીસુણી સંગ્રામેજાય, બેઠો વ્રષભચઢી
ત્યાં રાય. ૨૧ રૂદ્ર રૂપ ધરી તતખેવ, થયો દાનવ તત્ર મહાદે-
વ; જટા જુટને રૂંઢની માલ, અંગે ભસ્મને વ્યાલ વિશાલ
૨૨ ચંદ્રશેખર લોચન લાલ, વ્યાઘ્ર ચર્મને બ્રહ્મ કપાળ; ડાક
ડમરૂને પીનાક હસ્ત, પંજ વક્ત્ર ત્રિનેત્ર સમસ્ત. ૨૩ દિવ્ય દ
શ ભુજ ને શિર ગંગ, નંદિ ભૃંગિ બે ગણુલીધા સંગ; ઠેભા
તનમાં વાગ્યાં તડતડીયાં, લોહી ચુતા ઘણુા ઘા પડીયા ૨૪
તેવો નંદિને શબ્દ પ્રકાશ, આવ્યો ગુણુહિણુ ગિરિ કઈલાસ;

કરી ગરજના શંભુની પેરે, કયાં ગઈ ઉમીઆ નથી કેમ ઘેર.
૨૫ જયા વિજયા સખી હુતાં પાસ, ત્રિપુરારિને જોઈ પડયો
ત્રાસ; લાવ્ય શિઘ્ર ઉતાવરી નારી, વટિ જાય છે વેળા અમારી.
૨૬ આવ્યા ખટમાસ થયે ફરી આજ, પડયુ આક ધંતુગનુ
કાજ; ચુધે ઉરતપ્યુ જેમ અંગિઠી, નથી ભામની ભાંગ મેં દિ
ઠી. ૨૭ અંગે રૂધિરના રેલા અતિશ, કરમાં જાળંધરનુ શીશ;
ગયા યુદ્ધ કરતાં ખટમાસ, ત્યારે દાનવ પામ્યો નાશ. ૨૮ ઘ-
વરી કયાં ગઈ કહે ધરગંગ, મને કામે કર્યો અતિ ભંગ; ન સ
હે વાયો ત્યાં શંભુનો ત્રાસ, જયા વિજયા ગઈ પારવતી પાસ.
૨૯ ગુપ્ત સ્થાવમાં નામીને શિષ, કહ્યું ઉમા આવ્યા યુદ્ધથી
ઈશ; શિષ જાળંધરનું છે હાથ, નંદિ ભ્રંગી એ ગણુ છે સાથ.
૩૦ અંગે ડાઘ રૂધિરના છે ભારી, તમને તેડે છે ત્યાં ત્રીપુરારી;
આવ્યા અકળાઈને અવીનાશ, ટકે તમ વીના કોણુ ત્યાં પાસ.
૩૧ કરો શીઘ્ર આવ્યાની સજાઇ, નહી તો ખીજશે તમને બાઈ
બોલ્યાં ઉમીયા ત્યાં વીજયાની સંગ, ન હોય બેન એ ધારણુ
ગંગ. ૩૨ કેમ અસુરએ તરત હણાય, સતી નાસતાં કેમ છ-
ળાય; કદી ન હોય ભવના એ ભુપ, આવ્યો અસુર ધરી શીવ-
રૂપ. ૩૩ વળી કહે વપુ જોઊં વીચારી, વરતુ કપટી છે કે ત્રી-
ત્રીપુરારી; જોયું દ્વારના છીદ્રથી માતુ, કળ્યું રૂપ નથી કલપા
તુ. ૩૪ અરે દૈવશું શંકર હોય, કેમ નરખિને કહેવાય ન હોય;
મનમાંસંકલ્પવીકલ્પથાયરૂપસાદ્રશનાકલપાયઉપછેતપાશી

જોતાં ત્રીપુરી, કેંમ ભરમાં થઈ મતી મારા, હિમાચળ સુતા મ
નમાં વિચારિ, કરી નિજ સાદ્રશા એક નારિ. ૩૬ તેને નખ શિ
ખ આભણુ ધારી, સારાં વસ્ત્ર વડે શણુગારી શશિ પ્રગટ્યો મ
ઘે ખીર ખાડી, આતો કુમુદ બંધવ મથી કહાડી. ૩૭ મળી
ભુજ ભેટિ યુવતિને અંબા, થઈ સાદ્રશં જેમ જગદંબા; ન કળા
ય ઊમઆ બીજી કાની, ભવ ભુલે ભાળી એ ભવાની. ૩૮ ઊ-
મા કહે તું કરજે હાવભાવલેજેમનમથ મણિને લ્હાવહશેશંભુ
તોઓળખે સરત, ખળેવિર્યકોકપટિનુતરત્ત. ૩૯એમકહીપ્રેરી
શંકર પાસ આવી હંસની કરતીરે હાસ; આવી નમી તે નાથ
ને નારી, લિધાં ઓવારણા ત્રિપુરારી. ૪૦ આવી શિઘ્રરે ઉ
ભી પાસ, થયો અધમ ને દરશિ ઉલ્લાસ; સતી કહે ધન્ય
આ દીન મારા, આજ પ્રાણુજીવન પધારયા. ૪૧ ટળ્યોઆજ
અંતરનો ઊચાટ, જોતી નીત્ય હું વાલાજી વાટ; કરો સ્નાન
પડયો મટે શ્રમ. ઘણુ હરખ્યો સમજ્યો મરમ. ૪૨ તાતુ તોય
ને તેલ ફુલેલ, બેઠા નહાવાને ત્યાં અલબેલ; અડયો ઊમીયાનો
કર તેને અંગ, થયો પ્રગટ વપુમાં અનંગ ૪૩ સ્ત્રીએ બાણુ ક
ટાક્ષના મારી, કર્યો ઘાયલ ત્યાં વ્યભિચારી; મન માનુની ઉં
પર વળીયું, પટ સાહાતામાં વીરયતે ખળિયું. ૪૪ જોયો જો
યો ઉમઆએ ધર્મનો ધારો, નહોય પશુપતી એ વર મારો;
એ જાળંધર કપટીરે જાત, ન હોય ત્રિ પુરારી જગ તાત. ૪૫
તને ન ઘટે સીંધુના તન, કરયું વિભળ તેં માપર મન; ગુરૂપ-

તિન વધુ લઘુ ભ્રાત, સાસુ વધુ ભગનીને.માત. ૪૬ તે પર કામ વાસનારે થાય, કુંભીપાંકમાં તે નર જાય; પાપી જા નહિતો હે ઉગ્ર શ્રાપ, નાઠો જાળંધર જોઈ તાપ. ૪૭ પછી પોત પોતાનું પ્રકાશી, આવ્યો નીરલજ થઈને નાશી, મુકી ટેક ત્રિપુરારીની ત્યાંયે, આવ્યો અસુરની સેનામાં હે. ા વિશ્રામ ા અસુર સેનામાં આવિયો. પણુ પોતાનુ ખોઈરે; ત્રિલોકપતી વશ કર્યા, પણુ નારીપર મતી મોહાને, ૪૯ સીંધુ સુતનુ રૂપ લેઈ, શંકર છળવા જાયરે રેવા સતી સદને જતાં, હરને હરખ ન માયરે. ૫૦ ઈતી શ્રીપદ્મપુરાણેજાળંધરોપાખ્યાનેકવીરેવાશંકરવી રચીત્તે સીંધુશુતશાંભવીછળવરણોનામ પંચવિશોઅધ્યાર૫

## અધ્યાય. ૨૬

ા રાગ મારૂ ા વદે વાલમિકરે, ભારદ્વાજ શ્રવણે ધરે; સાંધુ સુત થઈનેરે, શંભુ સતી સંચરે. ૧ પેહેરી કવચનેરે, ઘોર પટ્ટા કરમાં ધરી ભાથા ભીડઆરે, કરમાં કમાન કનક ભરી, ૨ કંઠેકુસુમનોરેહાર હઈઆઉ પરધરયોશકિતસાંગનેરેશણગારશોભીતો કરયો. ૩ સ્કંધ ગણુપતીરે, તે તણાં મસ્તક કર ગ્રહ્યાં; વસ્ત્ર રકતમયરે, જાણે સંગ્રામ વીશેથયાં. ૪ લોચન લાલ છેરે, સ્વેદ શરિર વિશેવહ્યો, તેની આકૃતીરે કોઇએ ન જાય સમેકહ્યો. ૫ ગજપર ચઢીરે; ગરજના કરતો આવિયો, નગ્રજને નરખીનેરે, વીનય કરીને વધાવિઓ. ૬ ત્યાં ઊતાવળોરે, અધીપતી આવ્યો બાંરણેરે, માનતે ગજ બેસાડીઓ; કયાં ગઈ કા

મનીરે, ગરજીને ધાંટો પાડિઓ. ૮ પાણી પાણી ત્યાંરે, પુરપતી આવ્યો પોકારતો. ધર્મભ્રષ્ટ ત્યાંરે વૃંદાને કરવા ધારતો. ૯ દાડી દાશીઓરે, આદરે આસન આપિયુ, જાણે સુરતણુરે, કપરૂ સેન્યતે કાવિયું દાસી કહે સતીરે, રાજજીતી રણ આવિઆ, શંભુ શુતતણુરે, મારી મસ્તક બે લાવિઆ. ૧૧ વસ્ત્ર અંગ નારે, રકત વિશે ભિંજી ગયા, ઘારૂદે ઘણારે, સંગ્રામે ગાત્ર શીથલ થયાં. ૧૨ સરવે શુર તણીરે, સેન્યાનિપાતન ત્યાં કરી, લાવ્યા ઇશનાંરે, આયુદ્ધ કુંડલ સૌ હરી. ૧૩ તમને તેડે છેરે, ચાલોસતીઉતાવળાંઆણ્યાંતેજુઓરેગીરજાપુત્રતણુંગળાં૧૪ એવું સાંભળીરે, વૃંદા વળતી વચન વદે હરીહર જીતીઆરે, વાત ન ઉતરેએ હૃદે, ૧૫ પીળુ પીતળરે, ભાસે કનકના સારખુ, કરે તેહનુરે હેમ હુતાસન પારખુ. ૧૬ તેમ તારૂણીરે, હરીહર વધ થાયે નહીં; કોઈ કપટનુરે, અંગ ધરિ આવ્યો અહીં. ૧૭ પતીનુ પારખુરે, માનુની છે મુજને ઘણું; શીઘ્રું આણુનેરે અંગ જોઉં જો એ તણું ૧૮ એમ કહી સતીરે આવી ત્યાં અવીનાશી કને; સ્વામી સાદ્રશેરે, મહાદેવ તરત લઘા મને. ૧૯ ચક્રમાં રહીરે, ચપળા જોઇ ચેતી ગઈ કહેછે કામનીરે, અચળ પુરૂષ આવ્યા અહીં. ૨૦ હું સુતા સમીરે, કહે સુત સુંદરા ન મટે; આવ્યા છળવા તેરે, વીરજાપતી તમને ન ઘટે. ૨૧ ભુંડી દ્રષ્ટીથીરે, બ્રહ્મ પુરૂષ જો ભાળશે; તેના વાકયનેરે, કોણ મજાજન પાળશે. ૨૨ આવાં કેટલાંરે, કરમ કરયાં કહો કૃપા કરી;

સતીયો તણીરે, કેટલીયો લજજા હરી. ૨૩ સસરો થઈરે, સુત
વધુને ઝાંખે કહાકાલ સુત્રમારે, તેજ પુરૂષ પડે સર્વદા, ૨૪ પ્ર
જાના પતીરે, તે અધર્મને આચરે; ત્યારે અન્યરે સમર્થ શિ-
ક્ષા શું કરે. ૨૫ સતીને શીવરે, પાડવા આવ્યા આ પળે; કરો
કપટ કંઈરે અહીં તો તમારૂં નહીં વળે. ૨૬ દેઈ શ્રાપનેરે, ભ-
સ્મ કરૂં એમ ભાવિયું; પણ જા મો જીવતારે, ઊમયાનું મુખ
આવિયું. ૨૭ તોડી કેશનેરે, તમપર નાંખુ આ પળે; તો ત્રિદ-
શ સહુરે, પણ પાવક સઘળા બળે, ૨૮ સુણી શંભુ તહાંરે, શા
મ વદન કરી ઊઠયા; માપ ખોયું મેંરે, શું નવ ગ્રહને રૂઠયા.
૨૯ રૂપ પોતાનું પલટીરે, શિવજી સેનામાં ગયા; અર્થ ના
સર્યોરે, જગતપીતા ઝાંખા. ૩૦ જાળંધર જોઈનેરે, ધાયો ગી
રીશને મારવા; હરીહર બેનેરે, સંગાથે રણમાં સંહારવા ૩૧
જાણ્યું જળસુતેરે, કમળાને કપટે મોકલી; મારી માનુનીરે,
ભ્રષ્ટના થઈ માટે ભલી. ૩૨ એણે ધ્યાનમાંરે, ધુગ હાથે કરીને
ધરી; આપુ રત્નનીરે, રીદ્ધ હરૂ રણમાં ફરી. ૩૩ છુટ્યા અસુ-
રત્યાંરે અમરને ઓળખી મારતા; નાઠા મુકી ટેકનેરે, ત્રીદશ
ત્રાહે પોકારતા. ૩૪ શર સમસમેરે, જાણે અમરઊડી જશે; પુ
છે શુપતીરે, શ્રી હવે શું થશે. ૩૫ વદે વીષ્ણુ ત્યાંરે, શંભુજી
શું કરી આવીયા; સતી કેમ છળીરે; જે કહો વધામણી લાવી
યા. ૩૬ ગળી વરણુ થઈરે, ગીરજાપતી બોલ્યા તહીં; રૂપ તેનુ
ધરારે, જુવતી પાસે ગયો જહિં. ૩૭ આવી અબળાએરે, મુ-

જને ઓળખિઓ સહી; મારી તે સમેરે ગજ ભોમી નીચી ગઇ. ૩૮ મુજને શંભુજીરે, કહીને ઉભી તે કાળમાં; જાણું એર આ ઉરે, કે પેશી જાઉં પાતાલમાં, ૩૯ વેણુ વંદાનુરે, કાળજુ કાપી ખાયછે; જયારે સાંભળેરે, સો મણ લોહિ સુકાય છે. ૪૦ હું તો હારી આરે, એસાથેયુદ્ધ નહીંકરૂં કુટયા કપટથીપણુકાંઈ નાધરૂં, ૪૧ વાંકો ગઢ વીંધિરે, યુદ્ધ કરે તો કર ચઢે; પણુ પાધરીરે, પરેમદા પાશમાં ના પડે. ૪૨ તરવો તોય ધિરે, મારવું મરવું થાય તે; પણુ પારકીરે જુવતી ના જીતાય તે. ૪૩ જાણી જોઈનેરે, પરેમદા તે પળમાં ડગે; નહીં તો નર થકીરે, ના પડે કોટી કલ્પ લગે. ૪૪ ॥ વિશ્રામ ॥ કલ્પ કોટી લગી ના ડગે. વાંકિ વિનતા જેહરે; લાખ વિધે લેવાય નહીં તરૂણીનો ગઢ તે હરે. ૪૫ રેવા રસિક કહે રાણુ ચઢો, શંકરકરવા સંગ્રામરે; કાગો કરી કહો તોણું, સકળ વિશ્વની વામરે. ૪૬ ઈતીશ્રી પદ્મપુરાણે જાળંધરો પાખ્યાન કવી રેવાંશંકર વીરચીતે શંકર સિંધુસુત સ્વરૂપ ધારણો નામ ષડવીંશોડ અધ્યાય ૨૬ ॥

## અધ્યાય. ૨૭

॥ રાગ મેવાડો ॥ ત્રીકમ કહે ત્રીપુરારીરે શીવસાંભળોરે તમોસાચવજોસંગ્રામ; પીનાકલેઇ પળોરે. ૧ સહસ્ત્રકલપનીસાધવી, મનમાં ધરૂંરે; નાખી મનમથ મોહરે પાશ, તે પળમાં વરૂં રે. ૨ અબળા તણો શો આશરો, કયમ નામળેરે; માનુનીનું મન નમોહાય, તો જીવ્યું બળેરે, ૩ આજ્ઞા આપો ઇશ તો, આહર ધ

રૂંરે; કહો તો સ્થાવર જંગમનાર; સહુ સ્વાધીન કરૂરે. ૪ સ્વર્ગ મૃત્યુ પાતાળની, સતીયો સવુવુંરે; સારી વાત શુણી વશથાય, ભામની ભોળવુંરે. ૫ વીનતા વશકરવા તણી, આવડેરે;આવી અણુબોલાવી પાસ, ભણી ભુલી પડેરે. ૬ શીવરાજ રજા આપો મુને, ક્યમ થાય છેરે; જાણુ શંભુ જે નાશી જાય, વીકણુતો વહાય છેરે. ૭હરીને હર કહે સાંભળોરે; મારી વીનતીરે; ફરી ન આવો રણુમાંય, તો મારી શી ગતીરે. ૮ જાણું જે જાળંધર થકી, તમે ત્રાસવારે,માટે માનુનીનુ કરી મીશ,તાકો છો નાસવારે. ૯ વીષ્ણુ જો વેહેલા નહીં વળો, કહે શીવ તોરે; મને જાણુશો નહી જહદીશ, જગતમાં જીવતોરે. ૧૦ અશુરની સાથે યુદ્ધમાં કોણ આથડેરે; હા કહેતાં કહીશું તોય, પગ પાછા પડેરે; ૧૧ ધાકથી નાસવું ધારીયું. તોય નહોંમણારે; કહેતો સટકીએ આપણ સાથ, સ પિત એ જાણારે. ૧૨ વૃંદા વીભળ ધાથાશે નહીં, મેં પ્રમાણીયુ રે, તમે જાવાના નાશી જરૂર, ધારયું તે જાણીયુંરે. ૧૩ શ્રીપતી કહે સમ ખાઈને, અમે આવીશુંરે, મુકયો ગોવીંદે ગળે હાથ સોક સમાવીશુરે, ૧૪ અવીનાશી યુધ્ધે પળો, કહી ચાલીયારે. ૧૫ મથુરાપુરીથી ઉત્તર દીશા, વીષ્ણુ વહ્યારે; સાત જોજન નગ્રથી નાથ,જઈ ઉભા રહય રે ૧૬ વીષ્ણુએ મનવીચારીયુ શીવેજે કર્યુંરે, ભવે જે રૂપે ખોયો ભાર, તે મેં પરહર્યુંરે, ૧૭ કાંઈક કપટ કરવું ખરૂં, ઘેરના જવુંરે; કરૂં કારમો બાગઆ સ્થાન, તપશી હું થઉંરે. ૧૮ સં-

કલ્પ શ્રી હરીએ કર્યો, મનમાં જરીરે, થયો ફરતો ત્યાં ફુલનો બાગ સાધુ ત્યાં શ્રી હરીરે. ૧૯ શરસ સરોવર ત્યાં રચ્યું કમળે ભર્યુંરે; ફળી અઊષધી ભાર અડાર, કલ્પતરૂ કર્યુંરે. ૨૦ અંબ કદંબ ને અરગજા, આપે અનુશરર્યાંરે, પારીજાત નેપાટળ ત્યાં હ, ફળ ફુલે ભરયાંરે. ૨૧ શ્રીફલ ફોફલ દાઢમ, લગી ત્યાં રહ્યાંરે; બોર બિજોરા દ્રાક્ષ બદામ, જામ જુમી રહ્યારે. ૨૨ પસ્તાં અખોડને એલચી, ત્યાં લીંબુ લળ્યારે; જાંબુ જાયફલ ને અંજીર, ફનશ ઘણા ફળ્યાંરે. ૨૩ કદળી રાયણ ખજુર ત્યાં, તજ તમતમીરે; ચારોલી ચારૂ અનુષને રામ, પુષ્પલતાં નમીરે. ૨૪ લવીંગ જાવંત્રી તમાલને, મલયાગરીરે સુખડ સેવંત્રાના છોડ, જાઈ જુઈ રહીરે. ૨૫ મોગરો માલતી કેતકી ગુલઆસ છેરે; બોરશલી કરણ કનેર, તે ચોપાસ છેરે. ૨૬ ચંપો ચંબેલી ચોફલી, લટે સોલગીરે; હજારીને હરી ગુલખેર, ગુલાબ ખીલી કલીરે. ૨૭ લાવ પીળાં પચ રંગના, ફુલ બહેકતારે; ખીલ્યાં અરવીંદ અંબુની માંહ્ય વાયરે લહેકતાંરે. ૨૮ કોકીલ કારંડ કારમા, મેના મોરછેરે; શુક શારસ ચાત્રક સાર, હંસ ચકોર છેરે. ૨૯ ષટપદ શબ્દ શોભામણા; કુસુમે લહ્યારે; થયા ત્રિકમ તપશી ત્યાં નુગુણ સોભી રહ્યારે. ૩૦ શીષ જટાનો જુથ ને, મરડી બાંધિયોરે; વાળ્યું પદ્માશન પરીબ્રહ્મ ને શ્વાશ રોંધીયોરે ૩૧ ભસ્મ સરવાંગે શોભતી, કઢી ત્યાં વલીરે; પડી પાંપણો પાની સમાન, પુરણ જટા ગળીરે ૩૨ હાડ

બંધ હરીયે ધરયો, પાસે પાવડીરે; ચિઘ કુંકાવટી પડી પાસ, લિંબ તાણી છડીરે, ૩૩ શીષ કરયો સુપાત્રને, સહુ શીખવીરે; હરી પાસે રહે જોડીહાથ, નીતી જો નવીરે. ૩૪ દીવ્ય દીઘંબર દેહ ધરી, બેઠાહરિરે; વીધીએ વય ના કલપાય, તેવી તનુધરી- રે. ૩૫ ઉપદેશ સઘળો શીખવ્યો, ત્યાં ખગેશનેરે; વાત વરણુ- વતાં નવ થાય શંભુ શેષનેરે. ૩૬ અષ્ટાંગ યોગ ઉપાશીયો, જ ગજાણીઉરે; થઈ શુન્ય સમાધિમાં સામ, ત્યાં મન તાણીઉરે ૩૭ વૃંદાનુ મન વ્યાકુળ કરયું, ભકતી ભલીરે, કરયો તારૂણીને ઊરતાપ, મનમથ મોકલીરે. ૩૮ ॥ વીશ્રામ ॥ મોકલી મન- મથ માધવે, ચતુરાનું ચોરયું ચીત્તરે; સેજે સુતી સુંદરી. વેળા લઈ વીમીતરે. ૩૯ સ્વપ્ન થયું સ્વામી તણું, અડધું દીઠું અં ગારે; રેવા રશીક મધરાતની મહેલા કરી મન ભંગરે. ૪૦ ઊઠી અબલા આકુલી, ગઈ માતાની પાસરે; રામા કરતી રૂદન ત્યાં કહે આરતઈતીહાસરે. ૪૧ ઈતિ શ્રી પદ્મપુરાણે જાળંધરા પાખ્યાને કવી રેવાશંકર વિરચિતે વિષ્ણુવિરકતરૂપ ધારણો નામ સપ્તવિશો અધ્યાય: ૨૭

## અધ્યાય. ૨૮

॥ રાગ પરજીયો ॥ મને સ્વપ્નુ તે આવ્યું માતરે, કાઢી કલપાંતે સઘળી મેં રાતરે; જાણ્યું થઈ ગુણવંતાનીઘાત હો મ ધ્ય રાત્રી માડી૦ ૧ કહ્યું કારણ મેં નવ જાયરે મારિથરથર કંપે કાયરે; સુની સેજ ખાવાને ધાય, હો ૨ જ સ્વપ્ન સદનમાં રો

ગરે, જાણે મેં લિધો માતા ત્યાગરે; બેઠો ચોટલે કળ કળિ કાગ હો. ૩ જાણે વાગુશિ તે મારી વાહાર્ર, મુકી નાઠા મનેભરથારરે દીઠા અંગ વીના શણુગાર, હો. ૪ કાળુ પટકુલ કરમાંની ચુડીરે, જાણે અંગમાં અગની ઉડીરે; ગળાગળ ગળી કુંડમાં બુડી. હો. ૫ લાગે વરવો મારો વેશરે. જાણે મસ્તકે ના મળે કેશરે; લાગે ઉજડ આખો દેશ, હો. ૬ બોલે ઉલુક તે બેશી સદનરે માઠા થાય છે માનશુકન પડે રક્ત તણો પરજન્ય, હો. ૭ જાણે હઈયાનો તુટયો હાર; આંખે આંસુ પડે ચોધાર; થાય મંદીરમાં પોકાર; હો. ૮ ભાસે ભાનુ મુને લાહી વર્ણ; શેસ સળકયો ને કંપી ધરણુ; થયુ મણીગરનુ મરણુરે, હો. ૯ મને બે જુવતીઓએ ઝાલીરે, મટી માત પિતાની હું વહાલીરે; મને ખોળીને ખુણામાં ઘાલી. હો. ૧૦ મટીસાસરાની હું સમોતીરે. થઈ લોક વિષે લજવાતિરે; તેથી કુટીને ભાગી મેં છાતી હો. ૧૧ આવ્યું એમનુ તેડવાઆણુરે, હુતો તાકતી તેવું ટાણુરે; મારૂ તાણી લીધું તમેભાણુ, હો. ૧૨ મારે માથે ભરી પુલ વાડીરે, ગાય ગોરીઓરાગ વેરાડીરે મને લોકમાં લુટવા કાઢી, હો. ૧૩ જાણે હું સત્ય ચાલતાં ચુકીરે, ગઈ ના હું ધણીના ઢુકીરે; નાઠાનાથ મહાવન મુકી, હો ૧૪ મને માયા તે મોટી લગાડી૦, કલા કારમી કંઈક દેખાડીરે; પછે તાડની ટોચથી પાડી, હો. ૧૫ જાણે રાજવી રણમાં લુટાયારે કરી ગરધલે કષ્ટમાં- છાયા૦; કાગારોલના કાશદ આવ્યા, હો. ૧૬ ચાલ્યા દુર દેશે

ભરથાર૦, ધર્યો કંઠે કરણુનો હાર૦;થશા ઉંટ ઉપર અસવાર, હો. ૧૭ કાળી પટકુલ પહેર્યાં અંગ૦,મુખે મેશનો કાળો રંગ૦; સાહ્યો યમ કીંકરનો સંગ હો ૧૮ દેખ્યું ન્યારૂ મેં સ્વામીનું શીષ૦, કાઢે દંતને કરડે કીશ૦જાણે આજ રૂઠયા જુગદીશ૦, હો ૧૯ શહેર સામટુ જાણે લાગ્યું૦,મારૂ સુતેલુ સંકટ જાગ્યું૦; ભરદરીએ નાવડુ ભાગ્યુ. ૨૦ દાશી થઈ દુખ દરીએ બુડી૦,મતિ કરમે કરી મારી કુડી૦;જાણે ઉતરી કંકણુ ચુડી,હો. ૨૧ જાણે કાળજે કાતર દીધ૦,મળી વહાલાં વેરાગણુ કીધ૦; તેથી સ્વામીયે શોધ ના લીધ હો. ૨૨ જાણે નાગણુ નાથવા આલે૦, ઠરી લોકમાં ઠકરાઈ ઠાલે૦; જાણે હાથણી હેડમાં ઘાલે. હો ૨૩ કાઢી કમખો તે પહેરી ચોળી૦ કાલા રંગમાં ચુંદડી બોળી૦ દીઠિ હઇયામાં લાગતિ હોળિ, હો. ૨૪ જમુ અંનતે જાણે વેણુ૦, મળ્યુ કાજળ કંકુના ભેળુ૦; થઊ કરમઆકઉય જે કેણુ, હો. ૨૫ મારિ કાળજા કુપળ મોડે૦,મને તરૂણુ વયે તરછોડે૦; વરણાગિ જાણે વખોડે, હો. ૨૬ તજી મુજને થયાં તે ત્યાગિ૦, મારિ ઉગતિઆશાં ભાગિ૦; એટલે હુંતો ઝબકીને જાગિ હો. ૨૭ ॥ વિશ્રામ ॥ જાગિ ઝબકિ તે સમે, લાગિ રોવા કાજ૦; ભાગિ ભરાન્નિ નહીં મને, ત્યાગિ રિદ્ધિ રાજ૦. ૨૮ મરજાદા મુકિ કહ્યું, કરવા કંથ તપાસ૦;રેવા રથને જોતરિ,પળતિ પિઉની પાસરે. ૨૯ ઇંતિ શ્રી પદ્મપુરાણે જાળંધરો પાખ્યાને કવિ રેવાશંકર વિરચિતે વરંદા માતા મતિ સ્વપ્ન વરતાંત વરણો-

નામ અષ્ટવિંશો અધ્યાય. ॥ ૨૮ ॥

## અધ્યાય ૨૯

॥ રાગ ધનાશ્રી ॥ શુક કહે સાંભળો પરિક્ષતરાય, સુત શૈ નકને કહે કથાય; સુણી વરંદાની માતાએ વાત, કર્યો આંખ થિ અશ્રુપાત. ૧ દેવાધિરજ તનયાને ત્યાંય, બોલિમેઘાવતિ ઘ રમાંહ્ય; નવ સોચશો માહારી બાલ, આવે સ્પપ્નુતેઆળપંપા લ. ૨ દીસે કાળજુ તારૂ કાચુ. કદી સ્વપ્નુ પડે નહીં સાચુ; આ ભરણુ તુજને આપુ, તને રામનું બેન રખાપું, ૩ પ્રભુ પુત્રીની વહારે ચઢજો, સુકે લાકડે એ સમાણુ પડજો; ન દેખાડશો દુખ નો એ દહાડો નહીં તો પ્રાણુ પ્રભુ મારા કાઢો. ૪ જો જમાત્રને કંઈ દુખ થાય, મેં લાડકડીનું મુખ ન જોવાય; જો આ રાકડી રાંને રખડશે, મારો મનખો છુટી પડશે. ૫ મેં તો પારકોપો. તાનો કીધો, હીરો પણુ હાથમાં નથી લીધો; નવ તોડશો પ્રેમ-ની પ્રીતો; નથી પુત્રીને ઓરીયો રીત્યો. ૬ પહેલા પુજને જીવા ડો કે મારો. પછે નથી ઉગરવાનો આરો; એમ પ્રણુમી પ્રભુને ત્યાંય, રૂવે મેઘાવતી મનમાંય. ૭ બાળાવળની ત્યાં વરંદાવચ ન, થઈ વ્યાકુળ ને તપે તન; માડી કંપે છે મારી કાય, મને મંદીર ખાવા ધાય, ૮ મુકી મન મને માતા દે રોવાં. નહી જાવા દે રાજને જોવા; રોઇ આંખડિ થઈ રંગે રાતિ, નથી ધીરજહવે ધરાતિ. ૯ જયારે ભર થારની ભાળ મળશે, ત્યારે શરીરમાં શાતા વળશે; માતા કહે હું તો મરૂ ઉચાટે, કેમ મોકલુ વનની વા

ટ. ૧૦ પ્રેરૂ ચોગમ હું રખવાલ, લાવે સીંધુનાં સુતની ભાલ; વ્રંદા કહે મેધિરજ ન ધરયા, ધાર્યું કામ કાસદે ન થાય. ૧૧ મા વિચારે સુણી મન સાથ, વા રહે હાથી હરાય કો હાથ; ધણી વિના સ્ત્રી ના રહે ધારો, કયમ સચવાય સાપનો ભારો. ૧૨ કહ્યું જા બેન મોટમ છોડી, વિજ નંદા લાવી રથ જોડી; થઇ વૃંદા ઉપર અસવાર, જોડયા મનવેગી હય ચાર. ૧૩ હાંકય દાશી સમોછેરે ઠીક, થઈ સનમુખ ચાલતા છીંક; થયા માનશુકન સખા ભાળ, માટે પાધરો રથ પાછો વાળ. ૧૪ વાળ્યો રથ જે બોલી નૃપબાલ, પડયો ત્યાં પછી સંજ્યાકાળ; સેજે સુતી સખીઓ બે સાથ, કાઢી રૂદન કરીને રાત. ૧૫ વૃંદા નંદાને કહેજો તપાસ, સ્વામિ વણુહું સુની ખટ માસ, તોયે સંગ્રામનો નાવ્યો પાર; નાવી શોધ ખરો સમાચાર. ૧૬ રહી રજની ઘટીકારે ચાર, કરયો દાશિએ રથ તઈયાર; બેઠી રથમાં બે બાળા સંગાથે, હાંકયા હય રથ માઝમ રાતે. ૧૭ નથી સજની પંથની દિશ, આવી ભૈરવી કળકળી શીશ; ફાળ પાડેછે પેટમાં પેશી, બોલે ઊલુક તે રથપર બેશી. ૧૮ રૂવે સ્વાન તે સનમુખ આવી નાખે ગોરીનું મન ગભરાવી; ઘાડુ તીમીર ને કોઈ ન સંગી, દીશા દશ જાણુ કાજળે રંગી. ૧૯ હય સારથી પંથ ન જાણે, પોતા મગ ત્યાં ત્રિકમ રથ તાણે; જ્યાં ભમાવેછે જુગલકીશોર, ત્યાં જીવનું કેટલું જોર. ૨૦ વાઘ સિંહ તે વન મોજાર, બોલે જાંબુક ફાલુ અપાર; રોઝ સાબર સસલાં શિયાળ, રીંછ વાંદ-

૨ પુંઠે દે ફાળ. ૨૧ પાડે મહિષને ચિતરા ચીશ, ન ચાલે અશ્વ મારે કરી રીશ; કરે ખગ મૃગ ત્યાં ભુમરાણુ, કંપે પ્રેમદા કેરા પ્રાણ. ૨૨ હાંકે રથ તે તારૂણી ત્રાસે, જાણે આમથી આવીને ખાસે; હય વૃક્ષ થડે અથડાય, રથ ઓચિંતો અટકી જાય. ૨૩ લાગે ભામનીને મન ભીતિ, ઉગ્યો અરૂણ ને રજની વીતિ; ચ ડયો દિવસને તાપ અપાર, વરસે આભથી જેમ અંગાર. ૨૪ થાય ઘામને ગરમી ઘણેરી, તૃષાને પ્રભુએ પ્રેરી; તાપ તરશે ત્યાં હય ખડીયા, કાંટા કામની કંઠેમાં પડિઆ. ૨૫ જેમ જલવિ ના તલપે મચ્છ, જેવું સુરભિ સ્વચ્છ; સુકિ સલિલ વનાની કા ય, જીવ આકુલ વ્યાકુલ થાય. ૨૬ ધર્યો ત્રિકમ ઉપર ટેક, દિ ઠો આશ્રમ તપશિંનો એક; સાધ્યો લક્ષમિપતિએ લાગ, કર્યો કારમો કેશવે બાગ. ૨૭ ખિલ્યાં તરૂવર ભાર અઢાર, જોવા સ રખા છે ફલ ફુલ ઝાડ; ભર્યાં માન સરોવર નીર, વાય શિતળ મંદ શમિર. ૨૮ કોટિ ખિલ્યાં કમળનાં વંદ, લેછે મધુકરત્યાં મકરંદ;વેલો વૃક્ષના ઉપર વળિયો, સામાસામી લતાઓ લળિ ઓ. ૨૯ ઝુમે મંદ સમિરથિ મેવા, જાણે તેડે તરૂફલ લેવા;ટ- ઉકે કોકિલા હંસ ચકોર, શુક સારસ મેનાને મોર. ૩૦ ડોલે પ ક્ષી ત્યાં ચક્ષુને મીંચી,રહયા પાંખડે પોપટ હીંચી;બહેકે પુશ્પ લતાઓ નીચી, જાણે અત્તરથ અવની ને સીંચી. ૩૧ સસાં સીંહ રમે એક ઠોર, સ્નાન મંઝાર વાણીયલ મોર; ધેનું વાઘ ચીત્તા ને હરણ, નોળ નાગ રમે બિડી ચરણ. ૩૨ બાજ પક્ષીની

ભેળા ભમેછે, નથી શતરૂ તાસ્નેહમાં રહેછે; નથી કપટી કુટિલ ત્યાં કોઈ, થયાં વૃંદા ત્યાં વિસ્મય જોઈ. ૩૩ રાખ્ય રથ અલી આ સ્થળઆગે, મુને પૃથ્વી આ પાવન લાગે; જોઈ તારૂણી ઊચરી ત્યાં, હશે મહાત્માનું સ્થાનક માંય. ૩૪ શુભ ક્ષેત્ર ત્યાં તાદ્ર શી અંશ, હોય માન સરોવરહંસ; વિજે નંદા ત્યાં જોવા ને કાજ, વન તિચરી જયાં વ્રજરાજ. ૩૫ જુવે વિનતા ત્યાં વર તી વિવેક, દીઠો તાદ્રશ તપશી એક; વૃક્ષના ઘોધની તળે ત્યાંય ગુરૂ શિષ્ય રહ્યા વનમાંય. ૩૬ તેજ પુજને ત્રિકાળી તેહ, ભવ્ય ભાસ્કર સરખી દેહ; જોઈ દાસી દોડી ભરી સ્વાસ, આવી વે-ગથી વ્રંદાની પાસ. ૩૭ બાઈ કો તપસ્વી જન એક, તેના ત્યા ગથી વળિયોરે છેક; એક શિષ્ય બેઠો તેની પાસ, છે અનાદિ-નો યોગ અભ્યાસ. ૩૮ જેના આધારે જીવે આ જકત, નથી વિશ્વમાં એવા વિરકત; નથી સાંભળ્યો દીઠો કો એવા, છે ત્રિ-લોક પ્રગટ કરે એવો. ૩૯ વ્રંદા સાંભળી વારતા મન, કરણુ ત્રપ્તી નમાને લોચન; કાંકય રથ તેની પાસ તું બેની, જોઉં દ્ર ષ્ટે દિગાંમ્બરી તેની. ૪૦ ખેડયા તાણીને તીખા તોખાર, આ-વ્યાં યોગીનીપાસેરે; નાર. ૫ વિશ્રામ નાર આવી નાથ પાસે, નમીને લાગી પાયરે, યોગી ઉરમાં ઉતરયા, તનમાં તરપતિ થા યરે. ૪૧ ધ્યાન ધરયું ધરણીધરે, રસિક રૂપ મહારાજ; રેવા ક ળા કેશવ તણી, કરી સતીને કાજરે. ૪૨ ઈતિ શ્રી પદ્મપુરાણે જાળંધરોપાખ્યાને કવિ રેવાશંકર વિરચિતે વૃંદા કપટ વન પ્ર

વેશો નામ એકોનત્રિંશોડધ્યાય. ।। ૨૯

## અધ્યાય. ૩૦

રાગ મલ્હાર ।। અલખ નિરંજન જોગી, ભામનીયે જોયા ભાળી; ચકોર ચક્ષુ મીંચી, બેઠા વજરાસન વાળી; તંતતાર ત્યાં જોડી, ત્રિવિક્રમ સાથે તાળી; દિગાંબરને દેખીરે રેરેહો, મોહ પામી માનુનીરે. ૧ ભભુત અંગે ચોળિ, દેહદાર સરખો કરિયો કરણે મુદ્રા ઘાલી, બે કરમાં માલા ધરિયો, અકલ કલ્યો ન વ જાએ, જેમ આભ થકી ઉતરિયો; દીગંબર. ૨ પુરણાનંદજ પોતે, ઉપરથી છે ઉદાશી; શ્વાસ આકરશણ કીધો, જેમ અલખતણા ઉપાશી, સુરતાશું નેહ લાગી, ઊન મુની અક્ષરના વાશિ. દિગંબર. ૩ ધર્મધુરંગધરે દ્રષ્ટિ, નાસાગ્રની ઉપર ધારી, બહારથી તો બતાવે, ભારી બ્રહ્મ ખુમારી; ત્રીગુણ ત્રષ્ણા ત્યાગી નીર માની નીર્વીકારી. દીગંબર. ૪ વીરકત વૃંદા દરશી, પાસે ગઈ પાયેપડવા, ચેલે ચપટી ઠોકી, અબળા નવ દીધી અડવા; દુર જા કહીને લાગ્યો, બલવંતો ત્યાં બડબડવા. દીગંબર. ૫ ચેલાને ચરણે નામી, વીનતા ત્યાં બોલી વાણી; મહા પુરૂષનો મારગ, સહુ જગથી ન્યારો જાણી; કહો તપસ્વિની રીતી, તો સમજે પામર પ્રાણી. દી. ૬ છે ભકિતના ભોગી, કે ભોજન કાંઈ કરે છે; આ સ્થાનકને મુકી, કંઈ વસ્તી વન વીચરેછે; બોધ બતાવે કોને, કે મનમાં ધ્યાનધરેછે. દી. ૭ સદાસમાધીરાખે, કે કોઈદીન જોગિજાગે; આત્માઉપાશીએછે, કેઈશ્વરને અનુરાગે; સંસારી

સુખ આપે કે, ભવના બંધન ભાગે. દી. ૮ ચેલા કહે સુણુ ચ
પલા, એ આત્મવેત્તા યોગી; પત્નીને પરછાયો પડવા ના
દે પરભોગી; આભથકી ઉતરિયા એ જનમારાના જોગી.
દિ. ૯ દાતણુની ચિરી ડાબી, તે થઈ આ વડની છાયા; કળી ના
જાએ કોયથી, છે કોડ કલપની કાયા; જેની ધાકે ધુજે, આ
કાળ કરમને માયા. દિ. ૧૦ નિત્ય નહાવાને જાએ, ઉતરે સીં
ધુને આરે; ઈંદ્ર કદા ઉપાસે તો, સ્વર્ગ પધારે ત્યારે; ભુધર
ભાર ઊપાડે તે, આ તપને આધારે. દિ. ૧૧ જો અબળા કોઈ
અડકે, તો અગ્નિ પ્રજળે પાપે; તન ધન તરૂણિ મુકિત, એ
આપ રીઝે તો આપે; જરા કૃપાકરી આંખે તો, માયા બંધન
કાપે. દિ. ૧૨ ખરા બપોરે તારા; દેખાડે ધોળે દહાડે; આંખ
આપ ઉંઘાડે તો, ઊડતાં સાવજ પાડે; અઘોળ અંનજ રાંધીને
આખુ જગત જમાડે દિ. ૧૩ પ્રાત: સંધ્યા વંદે, પોતે પાતાળે
પેશી; ને આકાશે ઉડે, પ્રૌઢા પરવતપર બેશી; તત્ત્વવેત્તાને ત્રિ-
કાળિ, અબધુત દશા હે એશી. દિ. ૧૪ ના પાવકથી દાઝે, ને
સરપ ના કરડે; નાગ સિંહને નાથી, બળિયાવર બેસે બરડે;
ઝાઝા જળપર ચાલે, મેરૂનુ મસ્તક મરડે. દિ. ૧૫ એક પલ-
કમાં ઊડીને, અનંત જોજન જાએ; પર કાયા પરવેશેને, અ-
લોપ પળમાં થાએ; પ્રાણુ પોષણુ કાજે, એ સમિર ખાખી
ખાએ. દિ, ૧૬ કરે એ કીમિયા પોતે, ધાતુ સઘળી ઢાળે; અ-
મ્રત સજીવનવિદ્યા, પાણીને દિપક બાલે; મુઠ ચોટને મારે,

વજરાદિક પાછું વાળે. દિ ૧૭ લાખ વરષ અબધુત ઉંધે મ-
સ્તક તપ કિધું; પાંચ કરોડ પાત્રકમાં પાણિ સરખુ ના પીધું
પ્રયુત વરષજ પોતે, મહારાજે મુન્ય લીધું. દિ. આઠ અયુત
એ આપે, આણુના ઘડમાં બેઠા; વરષ પાંચ પ્રયુત, ગિરનાર
ગુફામાં પેઠા; તેર કરોડ તપ તિરથ, પણુ મુખ ના થયા એઠા.
દિ. ૧૯ સમાન કંચન કચરો, પાવકને પીત્ન સરખી; પંચ
વિષયના ત્યાગી, નારી નજરે ના નરખી; સુખ દુઃખ હાનિ
વૃધ્ધિ, પીડાને પુણ્યઈ પરખી, દિ. ૨૦ નોળિ કરમ કરીને,
આંતરડા બાહેર આણે, ભ્રમરના ગુફાના ભોગી, એ પ્રાણુ સ-
રવના તાણે; એ આત્માને પ્રીછે, પણુ એમને કોઈ ના જાણે.
દિ. ૨૧ પંચતત્વને કોશ, એ પ્રાણુનાડિથી ન્યારા; ઈંદ્રી અં-
તઃકરણુ, શબ્દાદીક પંચ વીકારા; ગુણાતીત સાક્ષીના કરતા,
એ છે સ્વામી મારા. દી, ૨૨ ચેલા કરવા ચાહે તો, ઝાઝા મ-
ગટાવે ઞાડે; અભ્યાગત કોઇ આવે તો, પય વરસાવે પાહાડે,
સેવા સાલીગ્રામ કોટિ, એ મુખમાંથી કાઢે દી. ૨૩ કંઈ કા-
રણુ મુરતી જાણી, ભામીનીનીભ્રાંતી ભાગી, લક્ષ્મીવરને જોઈ,
લોભાણી લાલચ લાગી, સ્વભાવલ હી સ્વામીનો, યુવતી રહી
ઉભી આઘી. દી. ૨૪ વીશ્રામ ।। આઘી ઉભી રહી પછે, ઈચ્છે
ભરથારની ભાળરે, કારણુ એક નવુ થયું, વીપ્રીત વીઘ્ન વી-
શાવરે. ૨૫ જે જોતામાં માનુની, મોહ પામી ગઇ મનરે, રેવા
રસીકે ત્યાં રચ્યુ, વીનતા કાજ વીઘનરે. ૨૬ ।। ઈતીશ્રી પદ્મ-

પુરાણે જાળંધરોપાખ્યાને કવી રેવાશંકરવીરચીતે વૃંદા વીનતા સુત સંવાદે પવ્વર યોગી સ્વરૂપ વરણો નામ ત્રાશમો અધ્યાય.

## અધ્યાય. ૩૧

ા રાગ મારૂ ા શુકજી કહે સુણોરે, પરીક્ષત પુન્ય પવીત્રજી; કર્યું કેશવેરે, ચપળા કાજે જે ચરીત્રજી. ૧ મહીલાના મનેમાંરે, પતીજ પુરણ પાડવા, લાગ્યો સીદ્ધ તહાંરે, પરજો પ્રગટ દેખાડવા. ૨ આવી તે સમેરે, મૃગલી સગરભાતે સ્થળે, ઘરૂજે થરથરરે, સ્વાસ ન માય તરૂતળે. ૩ ચીત્ત ચોદશરે, રૂદન કરે રોષે ભરી, પડયો પુંઠળરે, કાળ સરીખો કેસરી. ૪ પગલાં દાબતોરે, મૃગલીને પગલે ચાલીયો. ત્યાગી પાસે તહાંરે, કંઠ કુરંગીનો આલીયોં. ૫ પાડી બુમ ત્યાંરે, ગરભ ગયો તેનો ત્યાંહાં, ગયો પ્રાણુનેરે, શોચે સત્રી ઉભી જહાં. ૬ અરે આ સ્થળેરે કેસરાએ કુરંગ હિંસા કરી, કર કામનીરે, ઘસવા લાગી આંસુ ભરી. ૭ સુણી શબ્દનેરે, જોગી જન્મના જાગીયા; ઊંચી પાપણોરે, નાખીને જોવા લાગીયા. ૮ પુછયું શીશ્યનેરે, કયા બકવા હોતા યહાં, કર જોડીનેરે, ચેલો ચતુર બોલ્યો ત્યહાં. ૯ કહું કૃપા નીધીરે, હરણુ અરીએ મારીયું, આવ્યું આપનીરે, ઓથમાં તાયે વીદારીયું. ૧૦ સુણી સીદ્ધનેરે, કોપ ચઢયો તે કાળમાં, જોઈ ભામનીરે, ફટકી હરણુની ફાળમાં. ૧૧ મરજાદા મારીરે, તોડી અધર્મને આચર્યું; માટે ભસ્મ થારે, પાપ કુરંગનુ જે કર્યું. ૧૨ સુણીશબ્દનેરે, સીંહ શરીર ગયું બળી;

ફરી પાપનેરે, કામની જોતાં કળકળી. ૧૩ ત્યારે ત સમેરે, શીર નામી શીષ્ય બોલીયો; જોવા જુવતીનરે, પાપનો પડદો ખોલીયો. ૧૪ આપ આશ્રમેરે, ત્રણ હરી હીંસા થઈ; શુચી સ્થાન માંરે, પાપ પ્રગટીયું આ કંઈ. ૧૫ પીડા પામવારે, કોણ સબળ શરણ થશે, માપ આપનુંરે, સહન કરે સરવે જશે. ૧૬ છે પ્રતાપ તેરે, બળનીધી કહાડો બારણે; ને કૃપા કરોરે, બાળ કુરંગને કારણે. ૧૭ સેજ આપનેરે, જોર નથી એમાં કશું; જશ વાધશેરે, પ્રાણ મળે પામર પશુ. ૧૮ ઘણી વારનારે, આપે તો પ્રાણ ઊગારીયા; ધરમ ધાર્યારે, પાવન પ્રભુ પધારીયા. ૧૯ પાછો પીંડમાંરે, પ્રાણ લાવી પોતે ધરો; નથી અન્યનોરે, અંત અરે ત્યાં આશરો. ૨૦ સ્તુતી સાંભળીરે, તપસ્વીને પ્રીય લાગીયું; ચેલા પાસે તહાંરે, કપટે કમંડળ માગીયું. ૨૧ લેઈ અંજળીરે, છાંટી વીહંગ વચન લહ્યાં; ઉઠી તે સમેરે, આળસ મરડી ઉભાં થયાં. ૨૨ જોઈ ચરીત્રનેરે, વૃંદા મન વીસ્મે થઈ; આવો યોગી કોરે; અવનીપર બીજો નહી. ૨૩ એ કૃપા કરેરે, તો મારૂં સંકટ હરે; મળે મહીપતી રે, વેદના સઘળી વીસરે. ૨૪ ॥ વીશ્રામ ॥ વીસરે સઘળી વેદના, વૃંદા ધારી મનરે, પરમહંસ પુંઠે જઈ, ઉભી જુવતી જનરે. ૨૫ સ્ત્રીનો પરછાયો લહી, તપસી બોલ્યા ત્યાંયરે, રેવા રસીક ત્યાં સીદ્ધ પણ, મન મ્હેલાની માંયરે. ૨૬ ॥ ઈતીશ્રી પદ્મપુરાણે જાળંધરોપાખ્યાને કવી રેવાશંકર વીરચીતે મૃગ સિંહ મ્રત્યુ સંજીવનનામ

એકત્રીશો અધ્યાય. ॥

## અધ્યાય. ૬૨

॥ રાગ કલ્યાણ ॥ સનમુખ આવી સુંદરી, સોહાગણીરે; ઊરમાં હે આતુરતા ભરી, સોહાગણીરે. ૧ કંથ વિયોગની વેદના, સો. ખરા અંતરમાં ભય ભેદના, સો. ૨ કનકલત્તા સમ કામની, સો. ભારી ભયને પુછે ભામની, સો. ૩ મનમાં વાત વિચારતી, સો. તપસીને પુછવું ધારતી, સો. ૪ મનમાં કહે કંથજી કયાં હશે, સો. પરદેશીનો મેળો કયાં થશે, સો. ૫ જીતીને જશ શું લાવશે, સો. કે એ કંથજી કયાં આવશે, સો. ૬ જો અંતર જામી હશે, સો. તો મારા મનનું જાણશે, સો. ૭ તે સમે તપસી બોલીયા, સો. પછી પ્રેમના પડદા ખોલીયા, સો. ૮ પાંપણો પાછળ નાખીને, સો. જોયું નાસાગ્ર ઉપર ઝાંખીને, સો. ૯ સ્વકરે તત્વ તપાસિયું, સો. પ્રભુતાનું પોત પ્રકાશિયું, સો. ૧૦ કહે મુની મથુરાંથી આવીયા, શો. તમે કંથને કલેશે તપાવિયા, શો. ૧૧ કંન્યા કુઉચ ભુપાળની, શો. મેઘાવતી માતની બાળની, શો. ૧૨ વૃંદા ઝાહેરનામમાં, શો. જાણે સ્વામી ગયો છે સંગ્રામમાં, શો. ૧૩ એટલું કહી છાના રહ્યા, તપધારીરે; સતીને સાધુ સાચા થયા, સુખકારીરે. ૧૪ કહે સતી ખોળા પાથરી, તપધારીરે; થઇ ખાખીની ત્યાં ખરી ખાતરી, સુખકારીરે. ૧૫ મેં મનમાં નિશ્ચય કરયા, તપધારીરે; રહેયાં શબ્દ તે સહું સાચા ઠરયા, સુખ૦ ૧૬ કહોને એ કંથજી કયાં

હસે, તપ૦ ઉદધાંતન કયારે આવસે; સુખ૦ ૧૭ જીતી જશ કોણુ પામસે, તપ૦ મારી વેદના કયારે પામસે, સુખ૦ ૧૮ એ સુખી હસે શરીરને, તપ૦ મળું કયાં જઇ નણુદીના વીરને, સુખ. ૧૯ ખટમાસ એમને થયા, તપ. જાણે કાળ કલ્પ વિતી ગયા, સુખ. ૨૦ નાથનું પત્ર નથી આવતું, તપ. મુને ભોજન તે નથી ભાવતું, સુખ. ૨૧ ઘરધંધો ગમતો નથી, તપ. તન ત પીચું તે ગયા ત્યારથી, સુખ. ૨૨ રોઈ રોઈ ગાળુ રાતડી, તપ૦ સ્વામી સંભારીને બળે છાતડી, સુખ૦ ૨૩ બે કાને મોતીના લેરીયા, તપ. પીળાં પચરંગી પર પેહેરિયાં, સુખ૦ ૨૪ છે કર તે કણુળની પાંખડી, તપ. મરમાળી રાતીઆંખડી, સુખ. ૨૫ અધિપતિ રૂપનું આળ છે, તપ. પેહેર્યા સોનેરી સુરવાળ, સુખ ૨૬ જરતારી સેલું બાંધીયું, તપ૦ મણી મુગટે નવઘરૂ નોંધીયું, સુખ૦ ૨૭ વદન શરદનો જેમ શશિ, તપ; તાતી તરવાર કમ્મરમાં કશી, સુખ૦ ૨૮ ઝીણી આંગળીયો ઝવેરે જડી, તપ. મુછ ફુટતી મુખપર વાંકડિ, સુખ ૨૯ હૈયે કુસુમનો હાર છે, તપ૦ કારિરે, કાયા કંકુકથી સકુમાર છે સુખ. ૩૦ વાસુકી લાજે વાળમાં, તપ, કરે કેસરિ અરચા ભાળમાં સુખ. ૩૧ મધ્યે કુમકુમનો ચાંદલો; તપ; સિંહલંકી કટીસમ પાતળો સુ. ૩૨ મંદ હસ્યાનિ ટેવછે, તપ; મારા દિલ દરિયાના દેવ છે સુખ. ૩૩ બેવડું બકતર અંગમાં તપ. સોભે સરખા સખાના સંગમાં, સુખ ૩૪ માથે કલગી વાંકડી, તપ. બાલ

અરવીંદ સરખી છે આંખડી; સુખ. ૩૫ તાદ્રશી તે પતિ કયાં હસે, તપધારીરે, મુની કહે કયારે મેળા થસે; સુખ. ૩૬ તે જી-તીને કયારે આવસે, તપ. કે કોઇ સાથે સંદેસા કહાવસે, સુ-ખ. ૩૭ આકીન આપનું આવીયું, તપ. તમે ચતુર ચરિત્ર બ-તાવીયું, સુખ. ૩૮ અરજ ઉતારો કાનમાં, તપ. જરા જુવો તપાશી ધ્યાનમાં, સુખ. ૩૯ ભોળી ભામની લહે નહીં વંઘા-મણા; તપ. થશે યુદ્ધ એ આપનીજાણુમાં, સુખ. ૪૦ વળતી વિરક્ત ત્યાં ઉચરે, તપ. સતીસિદ્ધને ખોળા પાથરે. સુખ. ૪૧ શીષ્યને સીદ્ધ કહે ભલા, તપ, અબ જંગલકા રહેના જલા; સુખ. ૪૨ મંદ મીટી નહીં વાસના, તપ. ચઈ એ લુગઈ અપ ની પાસના; સુખ, ૪૩ કયા કુચ્છ લીનો છીનાયકે, તપ. યહાં બકવા કરતી આયકે; સુખ. ૪૪ સભ સંપત્તી અમને તજી, તપ, બન બેઠેબસ્તી સોસજી; સુખ, ૪૫ બાતલુગઈસેમેં કરૂ તપ. બન છોડકે બસ્તીમે ફરૂ; સુખ, ૪૬ તારૂની તપસેં ગીરા યદે, તપ. નહીં પરછાયા મીલે ફાયદે, મુખ. ૪૭ વાંસે લુગઈલ લકારદે, તપ, કરે બાત ન હમશેં વારદે. સુખ. ૪૮ બીનતાબી ષ બાતે ચરે, તપ. પુની અઉષધશેં ના ઉતરે; સુખ, ૪૯ વૃંદા સાંભળી ત્યાં વદે, તપ, જેમ ઉતરે જોગીના રૂદેસુખ ૫૦ પતી વંતા પત્ની અમો, તપ નમી તાદ્રશી જાણીનેતમો; સુખ ૫૧ નીરદોષી તમે છો હરિ; ત. માટે જનક જાણી બોલું જરી; સુખ ૫૨ કહોને કુશળએ કંથ છે, ત, મને મળવાનો કયો પંથ છે;

સુખ, ૫૩ દાશી જાણુી દયા કરો, ત મને એક તમારો આશ-રો; સુખ ૫૪ મુનીએ ધ્યાન ધરાવીયું ત, મિંચી ચક્ષુને શીષ હલાવાયુ; સુખ. ૫૫ ।। વીશ્રામ ।। શીષ્ય હલાવ્યું સ્વામીએ તારૂણીને પડીયો ત્રાસરે; રામ રામ રસીએ કહી, નારીકરીંની રાશારે. ૫૬ પ્રણુમી પુછે પ્રેમદા, સ્વામીના સમાચારરે; રેવા રશિકની જો કળા, મુકયો મરમ અપારરે, ૫૭ ।। ઈતીશ્રી પદ્મ પુરાણે જાળંધરો પાખ્યાને કવી રેવાશંકર વીરચીતે વૃંદા તપ સ્વી સુભાષણો નામ દ્વીત્રીશમો અધ્યાય. ૩૨

## અધ્યાય ૩૩

રાગ ધનાશ્રી ।। શુકજી કહે સુણુ પરીક્ષત રાય, શુત સઊ નકને કહે કથાય. ૧ વરંદા વળી વળિ લાગે પાય; ત્યાગી તેમ તેમ મોંઘા થાય. ૨ સ્વામિ કયમ હલાવ્યું કહો શિષ રૂઠયા મુજપર શું જગદીશ. ૩ વેર ત્રિદોળે વાળ્યુ, માટે મારૂ કરમે શું કામ કથાળ્યું; ૪ નવ ગ્રહ આવી મને નડિયા, મારા પોબાર ખાલી પડિયા; ૫ મારા સમ મન મેલમાં રાખો, જેમ હોય તેમ તમે ભાખો. ૬ ત્યાગી કહે તને જોઇ મેં રડતી, મારી જીભ નથી ઉપડતી; ૭ ખરી વાતનો કરીને ખુલાશો, હું તો ના લેઉ કોનો નીસાશો ૮ થઈ સંત અપાર દયાળ, શીદ પાડુ સતી ત ને ફાળ; ૯ તારૂં સાંભળી અંતર દાજે, મારાં પરેમદાપરીયાંલાજે; ૧૦ ત્રાસ તનમાં પાડયો તમને, નથી આજ્ઞા ઈષ્ટની અમને. ૧૧ કહી મુન્ય રહ્યા ગુરૂ જયારે, બોલ્યા કરજોડી શેવક ત્યા

રે; ૧૨ કરો જેમ હોય તેમ ઉચ્ચાર, સાચીંવાતમાં શાનોરે ખાર. ૧૩ નાણાવટીને કોઈ નાણું બતાવે, કહે ખોટું ખરૂં ની રદ્દાવે. ૧૪ ત્યારે તપશી ત્યાં બોલ્યા વચન, સાંભળ પાવન જુવતીરે જન. ૧૫ વેલી હાથે ગમાવ્યો તેં શ્યામ, શીદ મોકલ્યો કંથ સંગ્રામ. ૧૬ તે અનેકને એક એ જાતે, શોભા કેમ રહે સુરની સંઘાતે. ૧૭ હરીહર અજ ઈંદ્રાદીશુર, શશિ સમીર વરૂણ ત્યાં હજુર. ૧૮ મળ્યા કપટી કોટી સમુદાઈ, ત્યાં શો એકનો આશરો બાઈ. ૧૯ વેરી વાયસ કોટીની માય, હોય કીર કેમ કુશળ ત્યાંય. ૨૦ નારી ચતુર તું મનમાંન જાણે, ઝાગી કીડીયો સર્પને તાણે. ૨૧ એમાં થોડામાં સમઝોરે બાધું, એમ કહીનેરે ડસકું ખાધું ૨૨ ભેદ ભામનીને પડયો મત, તજ્યું તરત ત્યાં તારૂણીતન. ૨૩ કહોને પડદા મુકી મભુવાત, કરયો નાથને દેવેનીપાત. ૨૪ ત્યારે તપસી કહેજો પુછોસતી, પડયો રાણુમાંતમારો પતી. ૨૫ કરયો દેવેદગો એકવારો, તારાકંથને કપટથી મારયો. ૨૬ હુતો સમર્થ સ્વામી તમારો, નજીતાય એ કાળથા ન્યારો. ૨૭ પણ વિષ્ણુએ કપટજ કીધું, તારૂં સરવસ્વ લુટીને લીધું. ૨૮ હતો શુક્ર જે વિદ્યાને ધરતો, મુવા દૈત્યને જીવતા કરતો; ૨૯ તેને ગરૂડની પાસે ઝલાવી કીધો ઘોર શેફામાં ઘલાવી; ૩૦ પછી ચક્ર ચતુરભુજે મેલી, છેદી અસુરની સેનારે છેલી; ૩૧ રહયો શેના નીપાત સરેવેરે પામી; ૩૨ સુર ઈદ્રાદી ત્યાં ગડગડીયા, સંપી સંગ્રામે સામટા ચડીયા; ૩૩

કોટી શસ્ત્ર નાખે ક્રોધે ભરીયાતારા કંથના કડકારેકરિયા; ૩૪ કરયું જાય ન કષ્ટનું લેખું, બેઠા અહીં હું કળેવર દેખું; ૩૫ પડી પરેમદાને મવભ્રાંત, મારો કયમ મરે રણમાં રે કાંત; ૩૬ નથી વરત હું ચુકીરે નામ, શાથી મુજને તજીગયા શામ; ૩૭ મન ડગમગે ચારેરે પાસ, નાવે વાત ઉપર વિશ્વાસ; ૩૮ તેમ શોચના સબળીરે થાય, સાચું જુઠું કંઈના સમજાય; ૩૯ બો ધી ગોરી ત્યા ગણુગણુતી, કહું પણ કંઈ કળ નથી પડતી; ૪૦ દયાદીનની ઉપર લાવો, મુને કંથનું મુખ દરસાવો; ૪૧ ત્યા રેતપસી કહે સાંભળ નારી, ઘોર ગહન ગતી છે મારી; ૪૨ હું તો જોગ કળા એવી જાણું, કંથ કડકા ઉરાડીને આણું; ૪૩ ત્યારે આવશે તુજને પતિત જોજે જુવતી તું એકેરે ચીત; ૪૪ એમ કહીને માંડયું તપ ધીર, વાયો સામટો વેગે સમીર; ૪૫ તુટયાં તરૂવર વ્રક્ષનાં થડીયાં, શૈલશિખર સમીરથી પડીયાં; ૪૬ કંપી મેદની સમીરને શોરે, નીર નદીઓનાં ઉછળ્યાં જોરે; ૪૭ ઊંડે કાંકરા રેતી અપાર, થયો વંટોળથી અંધકાર; ૪૮ નથી ભાસતો સુરશશિ વ્યોમ, ભાગી બ્રહ્માંડ પડશે શું ભોમ, ૪૯ભુલ બ્રહ્માએ લખતાંરે ખાધી, છુટી સનકાદિકની સમાધી; ૫૦ વાયુ વેગે કરી હડહડીયો, આવી તે સમે નૃપકર પડીયો; ૫૧ નારી જઈને દક્ષિણ કર પરખી, વિંટી વેઢ આંગળીઓ તે સરખી; ૫૨ થયો સુંદરીને મન શોક, થઈ કંથની આશારે ફોક; ૫૩ વામ કર પછે પડીયો આવી, તેથી

ગોરી નાખી ગભરાવી; ૫૪ ઘડી પુંઠે ત્યાં શિરપગ પડિયા, સાં-
ધા સર્વ શરિરના જડિયા; ૫૫ તેવાં વસ્ત્ર તેવો શણુગાર, તે
શરિર કુશુમ સકુમાર; ૫૬ પાનિ ઘુંટણુ સાથળ સંગ, જાણે
કાપેલો પડિયો અનંગ; ૫૭ પડયો તે જોઈ તરૂણિને ત્રાસ,
નાવે શિશ વિના વિસવાસ; ૫૮ વળિ વૃંદા કહે શ્રિ હરિ સંગ,
તનુ ભાળિ થઈ મન ભંગ; ૫૯ ચિત્ત ચપળાનું ચૌદશ ચઢિયું,
એહવે કંથનું મુસ્તક પડિયું; ૬૦ તેજ કુંડળ મુગટ જડાવ,
નેત્ર નાસિકા શોત્ર સુખાવ; ૬૧ દીઠો કંઠે કુશુમનોરે હાર, હ
ઇ્યો ભામનિયે ભરથાર; ૬૨ અંગ અવયવ ગોઠવ્યાં ત્યાંય, જો
ઈ મહિવા રૂવે વનમાંય; ૬૩ અરે દૈવ તેં આશુંરે કીધું, મારૂં ર
ત્ન ક્યાં લુટીને લીધું; ૬૪ પછી સ્વામિના ગુણુંને સંભારી, રૂ
એ વન માંહી વૃંદારે નારી; ૬૫ ॥ વશ્રિામ ॥ નારી નરિશ ત્યાં
થઈ, મુસ્તક મુકી હાથરે; રાને રઝળતી કયમ કરિ; નિરદે મા-
રા નાથરે; ૬૬ રાજ તમારી રાંકડી, મુંઆ ખરીદી દાસરે, રેના ર
સીકને કહી કરી; તેડી લ્યો તમ પાસરે. ૬૭ ॥ ઇતિશ્રી પદ્મપુરા
ણે જાસંધરો પાખ્યાને કવિ રેવાશંકર વીરચીતે કૈતવકૃત જા-
ળંધરવધો નામ ત્રયત્રીશો અધ્યાય: ૩૩

## અધ્યાય. ૩૪

॥ રાગ સામેરિ ॥ પડયો કંથનો દેહ તે ભાળી, બેઠી મા-
નુની ત્યાં મોં વાળિ, નિજનાથનું અંગનિહાળી, કંન્યા કળ-
કળેરે. ૧ વેલ ઉછેરિ વાલમ મોડી. ઝબે કરવાને માયા જોડી;

મને ટળવળતી તરછોડી રોવા રાનમાંરે. ૨ મારા દોહેલા દીન કયમ જાશે, વહલાં તમ વનિા વેરી થાશે; સુની સેજડી ખાવાને ધાશે, વર વરણાગીયારે. ૩ માઠી લોકમાં સ્હેવાનિ લાજ, કોને મુકયુ ભરૂસે રાજ; કશી કોણુ વાંકે મને તાજ, આ દીન દોહેલરે. ૪ હતી આગ્યાનિ મુજને આશ, વળગિ રહીતી વહાલા વિશ્વાસ; નહોતિ જાણુતિ કરસો નિરાશ, મન મારૂ હરિરે. ૫ મને કોણુ ભરૂસે મુકી, શિ સેવા તમારિ હું ચુકી; જાણુતા મતિ મારિ ટુંકી રાજ રિસાવિઆરે. ૬ મને કોણુ લેશે નભાવિ, નથિ રાજ ઉપર રીસાવિ; તમને કયમ દયા ન આવી, મહા વન મેહેલતાંરે.૭ મને પ્રેમને પાશે પાડી, નાખી નાઠા આતુરનિ અજાડી; મને લોકમાં લુટવા કાઢી, હાર હઇઆતણુારે. ૮ જીત્યું જગતમાં કીધું જેર, વહાલા થઈને વાળયું વેર; કરયો કંથજી કાળો કેર, મુકી રાનમાંરે. ૯ વહાલા કેમ કરિ વનમાં ગશે, કોણુ રાજને સોગટે રમશે; રાંધીકોણુ રસોઇઓ જમશે, હીણા હાથનિરે. ૧૦ જતા બાગ બગીચે વાડિ, આગળ અધિપતિ અમને કાઢી; આ સમે કેમ પાછળ પાડી, મન મેલા થઈરે. ૧૧ જાતા સંગ્રામે શેના લેઇ સાથ, હશી ચાલતી તે સમે હાથ;નહોતિ જાણુતા મારા નાથ, દરશન દોહીલુંરે. ૧૨ હતસ્વિામિ ઘણી સહેજોરી, ગયા કાળજુ મારિ કોરી; કરિ ચતુર તમારિ ચોરી કયમ ગાફલ થયારે.૧૩ જીતિ આવિયા દેશ સમસ્ત લીધુ સ્વરગતણુ પદ સ્વહસ્ત; મનમોહન મોંઘી વસ્ત, મારા

નાથજીરે; ૧૪ કહોને કેમ કર્યો રણુ સંગ્રામેં, મારા હોંશિલા સમજુ શ્યામ; કેમ આળસ આણીને આમ, સુતા સાથરેરે. ૧૫ સ્વરભાનુની શિક્ષા માની, ફુતા થડથી ટેગના તાંણિ; સુખ ખોયું એ સમજણુ શાની, કંથ કહ્યા ગરારે. ૧૬ થઈ પરવશ રણુમાં પડિયા, મારા નાંથજી અવગુણ નડિયા; મારા થડના થાંભલા ગડિયા, ભવ ભુલા પડીરે. ૧૭ મારો જન્મ અકારજ કીધો, નથી લોકમાં લહાવો લીધો; મને છેતરી કયાં છેહ દિધો, પ્રિતમ પાતળારે. ૧૮ મને કોને ભરૂસે મેલિ, મુકિ ઠાગો કરીને ઠેલી; મારા બગડયામાં થયા બેલી, સુત સીંધુંતણારે. ૧૯ મેં શું ભાગિ સરોવર પાળ, કે મેં મુકયાં સતીશિર આળ; કે કો સાધુને દીધી ગાળ, વીધી વાંકા થયારે. ૨૦ કે મેં શંભુ શિવાલય તોડયું, કે મેં ધાવતુ બાળ વછોડયું; મહા પુરૂષનું માપ વખોડયું, માયાને મદેરે. ૨૧ કોઈને જમતાં મેં ખાંતથી ખાળ્યા, કે મેં ગોધેના પાછાવાળ્યાં, ગામ ભાગ્યાં કે બીડ મેં બાળ્યાં કે ચુકી વતેરે. ૨૨ વાપી કુપ સરોવર પુરયાં, વડ પીંપળાદિ તરૂ ચુરયાં; પડયાં અંબુમાં કેશુ અસુરયાં કે દ્વિજ નંદિયારે. ૨૩ કે મેં થાતું સદાવૃત ખાળ્યુ કે મેં ભોજન ભાણુ ટાટાળ્યું; કોનુ કુણુ કાળજું બાળ્યુ, કે દીન દુભીઆરે. ૨૪ મેં શું ગોત્રગમન કંઈ કીધું, કે મેં લાડી વેચિ ધન લીધું; દગો કરીને વીખ દીધું, કો પર દ્વેશિનેરે. ૨૫ કે મેં થાપણુ ઓળવિ કોતી કેથઈ મહાજન સાથે માની; કોની વાત પ્રગટ કરી છાની, આ

સમો આવીયોરે. ૨૬. કે મેં સાસુ નણંદ સંતાપી, કે કોઈને અવળિ મતી આપી; કે મેં કંથની આણ ઉથાપિ, એ ફળ આ થયુરે. ૨૭ કોઈને પુણ્ય મેં કરતાં વારયું, જુ માંકણુ કે જનાવર મારયું; કુડ સાખ મેં પુરી ન ધારયું, ધ્યાન હરી તણુરે. ૨૮ કે અતીથી રથ વાળ્યો, કે વીવાહ થતો રંકનો ખાળ્યો; મારો દઈવે શો દોષ ભાળ્યો, વન વિધવા કરીરે. ૨૯ એમ દોષ કરમના કાઢે, કુટે છિષને અંગ પછાડે; તોડે કેશને કંઠ વાઢે, ભુલી ભામનીરે. ૩૦ રોતી નાથનુ મુખ નીહાળે, ભોગી કંથના ગુણ સંભાળે; મેહેલા કયમ કરી મન વાળે, વૃહ વેરી થયોરે. ૩૧ કર ઝાલી કંથને હલાવે, માણીગરને મેહેલા મનાવે; જાણે બાંય ઝાલી બોલાવે રૂઠયા રાયનેરે ૩૨ ઉઠી પરણી પછાડો ખાય, પડે ભોમી બેઠી થાય; નારી નયણે નીર ન માય, ફટકારી ફરેરે. ૩૩ મારા ભવભોગી ભરથાર, ઉઠી આપો મને આધાર; કંઈ કરત્તા નથી ઉચાર, કયમ કપટી થયારે, ૩૪ સેહેજે કહેતા સતી મને વહાલી, પડી આજ તે ઠકરાઈ ઠાલી; ગયા ચોરની પેઠે ચાલી કોણી કાળજુરે. ૩૫ કહ્યું કોઈનુ ન ધરતા કાન, તેવું તમને મુજપર તાન; નાખી નાઠા રખડતિ રાન, મન માં ઘા થઈરે. ૩૬ જરા જુવોને મુજ ભણી ભાળિ, તમને ખુંચતી સેજ સુંવાળી; કયમ ઉંઘોછો આંખડિ ઢાળી સુતા સાથરેરે. ૩૭ પડતાં કુસુમે કલેવર ઘાયા, તિખા શર તમને કયમ ખમાયા; અમને વાત કરીને વાહ્યાં, કોમળ કંથજીરે. ૩૮ કોનો

કરતા નહીં વીસવાસ, મને રાખતા પીઉજી પાસ; તરછોડીને હવે, ત્રાસ નાતમને ઘટેરે, ૩૯ વાંસે રાખી થાવા વગોણુ, તમે ઠીક કરયું ઠેકાણુ; મને અધિપતી મોકલો આણુ, તેડો તમક નેરે. ૪૦ નથી રાજ વીનાનરહેવાતું, કહુ કષ્ટ નથી કોને જાતું; નથી મળવાને મન અકળાતું પાપી માણુનુરે. ૪૧ ન્યારૂ નાથ ક્યાં નગર વસાવ્યું, કેવુ ધરયું મન ભાવ્યું; મારે અણુ તેડયું જોઈએ આવ્યું, આપની ઓથમાંરે. ૪૨ લાલ લોચનને જળ ધીર, શીષ વેળુમાં લોટે અપાર; હાયહાય કરે પોકાર, પલપેકા મનીરે. ૪૩ જોઇ અબળાનું આક્રંદ, રૂવે વનચરકેકાં વૃંદ; ર-ચ્યો ફોગટ માયાનો ફંદ, જોભવભંજનેરે. ૪૪ સુકયાં કે સરો વર નીર, ફાટયાં પરવત શેવસ્સે રૂધિર; ચીરયાં ચતુરાએ ચોળિ ચીર, વૃહે વઇરાગમાંરે. ૪૫ વાલા વિકટ સમાની વાર, મારા અંતરના આધાર; કયમ સોંઘા કરયાં કરયાશણુગાર, મોંઘા મુ લનારે.૪૬ નથી કલપીને પડતી કાયા, મને વા ચૌદશના વાયા મને શીદ લગાડી માયા, પીડા પામવારે. ૪૭ હું તો રહીછું વા યદે વળગી નહોતું જાણ્યુ જે કરશો અલગિ; માંરે સામટિ ચૌ દશ સળગી, હોળી હાડમાંરે. ૪૮ નથી નાથજી સેનાનોસાથ. તમે હોંશીલા મુકો હાથ; નાઠા અધવચ નાંખીને નાથ, આ વન એકલીરે, ૪૯ થયો રૂદન કરી સ્વરખીન, દીસે દામણી દા રા દીન મને ઘાલી ગયા સ્વામીન, હાથણી હેડમારે. ૫૦ ાાવી શ્રામા હેડમાં ઘાલી હાથણી, ટળવળતીછેત્યાંસરે; પત્ની ધારે

લેઈ પતિ, પડયું પાવક માંયરે ૫૧ નપસિ પાસે તારૂણી, ગઈ પાવકને કાજરે; આંખો મીંચી અભધુતે, રેવા રસિક વ્રજરાજરે. ૫૨ ॥ ઈતિશ્રી પદ્મપુરાણે જાળંધરોપાખ્યાને કવિ રેવાશંકરવિરચિતે વૃંદા વિલાપ વરણોનામચતુરત્રીશોઅધ્યાય૩૪

## અધ્યાય. ૩૫

ભુલિ ભમેછે ભામની એ રાગ ॥ તપસીની પાસે તારૂણી, માગે પાવક ત્યાંય; વ્રંદા વારિસુત લેઈને, બળે મહા વનમાંય; તપ. ૧ પાવક માગે પ્રેમદા, ટોળે કિધાં દાર; યોગિ અગિન આપો મને, પડે છેટું અપાર; ત. ૨ વાલમ જે વાટે પડયા, મારે પળવું તે પંથ; સગપણ સરવે લેઈ વલ્યા, મારા કોડિલા કંથ; ત ૩ રામા રૂદન કરતી સુણિ કોપ્યો કપટિ સંત; ચેલાને કહે લલકારદે, કેસા એ કલપાંત; ત. ૪ શિષ્ય કહે સિદ્ધ સાંભળો, ઊભી અબળા જેહ; કંથ મુવો રણમાં વઢી, રૂવે સંભારી નેહ; ત. ૫ કડકા કલેવરના પડયા, તે ટોળે કરી તન; દારા દહન કરવા ફરે, આપ સુદ્ધાં હવન; ત. ૬ ઇચ્છે અનળ એ કારણે, કરો આપ હુકમ; તડકી તપસ્વિ બોલિયો, ન રહયો ખાઈ ગમ; ત. ૭ મંગળસ્થાન મશાણશું, સતિ ધરમ સંભાળ; લેઈ જા કલેવર કંથનું, બાગ મુકીને બાળ; ત. ૮ જો રોના જારૂ કિયા, કબિ કામની કોય; બસન છિનાલેઉ બાવરી, મારકે લઠ દોય; ત. ૯ ભોગ ભલ્યા કહે ભામની, કરે કુટે કપાળ; કંથ ઉપાડવા ધારતાં, આવ્યાં સહસ્ત્ર શિયાળ; ત. ૧૦ જાંબુક ઝડપો

મારવા, લાગ્યાં ત્યાં ચોપાસ; એક રૂદન અબળા કરે, બીજું થાય છે હાસ; ત. ૧૧ વૃંદા એમ વિચારતી, આ દેહ કયમ લે વાય; પાછળ જો કંઈ પડયું રહે, તો શિઆળવાં ખાય;ત.૧૨ કાળ જે ધાકે કંપતો, સુર પામતા શોક; હરિહર જે થકી હારિયા, તે પર જાંબુક થોક; ત. ૧૩ વિનતા કહે વ્રજરાજને, કરૂં કયમ આ કામ; આ દિન કયાં થકી કાઢિઆ, શોધી સુંદરશ્યામ;ત. ૧૪ કેશ ઉઘડા કામની, સાડી વિંટી શરીર; કંથના કડકા ઉપાડવા, ધરે કામની ધીર, ત. ૧૫ જુવંતી તે કર કર જોઈને, લેવા કાજ વિચાર,કોટીક મણુ કલેવરવીષે, ધર્યો ભુધર ભાર ત.૧૬ કામની કટકા તપાશીઆ, એકે ના ઊચકાય; અધીક થકી ઓછો જુવે,ભોજે બપણો થાય;ત.૧૭વીનતા મન વ્યાકુળ થઈ,સુઝે એક ન ઘાટ,જાંબુક ધા કે જવાય નહીં,અગ્ની વીના ઉચાટ,ત.૧૮ જુવતી કહે જોગી મને,બાળો દઈને શ્રાપ; પાર માનીશ પ્રભુ તમતણો, કહે કરતી વિલાપ, ત. ૧૯ સિદ્ધ કહે સુણુ સાધવી,કોને કષ્ટ જે થાય; તે તપસી કોઈ ના કરે,ના આપે ઈષ્ટ રજાય,ત.૨૦ કહેતો સમીરના જોરથી,નાંખુ સાંધુની માંય; કહેતો ઊભયને મોકલું, અમરાસન જ્યાંય, ત.૨૧ કહેતો એ સાંધા સંધાડીને,કરૂં કંથનો વાઘ,વૃક્ષ કહેતો વરતણુ, કહેતો દઉં વન્હી દાઘ, ત. ૨૨ કહેતો કુસુમ ઢગલો કરૂં.કહેતો કરી દઊ રાખ; કહેતો ઉરાડું આભમાં, કહેતો ખાઈ જાઉં ખાખ; ત. ૨૩ પ્રેમદા જાણે પ્રસન્નથયા, મને આયોગીરાજ; હે-

વાતણુ હારી ગઈ, રાખો આ સમે લાજ; ત. ૨૪ જુવતી કહે જોગી સુણો, કરો આપ કૃપાય; મનમોહન પતી માહ્યરા, જેમ જીવતા થાય, ત. ૨૫ તન ધન મુક્તી માનસુખ, સ્વર્ગ શ્રષ્ટીનુ રાજ, અજ ઈંદ્રાસન સીદ્ધીનું; નથી માહરે કાજ; ત. ૨૬ કંથ વીના સુખ સરવ તે, મારે દુખ સમાન; ભવ ભુલી પડાદયો, જોગી જીવતદાન; ત. ૨૭ મૃગના પાડથી માનવી, નહિ જાય દયાળ, વીશ્વાસે વળગી રહી, હરો કષ્ટ કૃપાળ; ત. ૨૮ સીદ્ધ કહે સુણુ સુંદરી, મતે મારયાનું જોર; મૃત્યુ જીવાડે તેજન, હોય જુગલકીશોર; ૨૯ માટે નહિં મારો આશરો, કરૂ અન્ય કહે કામ માનુનીકહે મૃગ સીંહએ,જોયાંદ્રષ્ટીએ સ્વામ; ત. ૩૦ કહે સતી સમદરશી તમે, કયમ રાખોછો ભેર અલખ મળે કયમ નાટળે, ખરા દીનના ખેદ, ત. ૩૧ મેં દભાગ્ય મારૂ લહી, તમે નાપાડો નાથ પણમે મનમાં નિસ્ચે કચુ, દોરી જગ તમહાથ ત. ૩૨ દુખ દારાનું જોઈને, બોલ્યો શિષ્યજ ત્યાંય, સદગુરૂ આપ કરો, તો ઉઠે પળમાંય, ત, ૩૩ આશ્રમ અભયજ આપણો, ટળે ભવના પાપ, તે સ્થાનકથી તારૂણી, થઈ જાય નીરાશ, ત. ૩૪ માટે કૃપાળ દયા કરો, આપો જીવતદાન અબળાની આરત સારવા,છો સમરથભગવાન, ત. ૩૫ સીદ્ધ કહે શિષ્ય તેં મારી, કરી સેવા અપાર, પરમારથના કારણે, કરે તું તો પોકાર, ત. ૩૬ કોઈ દીવશ તેં કહ્યુંનથી, માટે કરવું આ કામ; તે સુણી શિષ્યને સુંદરી, કરે દંડ પ્રણામત.

૩૭અંગના અવયવ ગોઠવ્યા ઢાકયું મૃગ આંજીન, ઊંદક ક-
મંડળથી ગ્રહ્યુ, ધરયું દ્રઢ આકાન, ત. ૩૮ અભીષેક અબધુ-
તે કરયો, ભણી મંત્રને મન, આળસ મરડીને ઉઠીયો, તોય ધી
તણો તન, ત. ૩૯ વિનતા જોઈ વિસ્મે થઈ નમી સીદ્ધ
ને પાય, જાળંધર જોઈ કોપીયો, મદ અંગના માય, ત. ૪૦
નીજ સેનાપાર દળ નહીં ગુરૂ શીષ્ય ને નાર, કહે કયમ ઉભી
તું કામની, કુમતા આ ઠાર, ત. ૪૧ ભ્રષ્ટ થઈ વ્રત્ત ભામની,
ઉભી પરનર પાસ, મરયાદા મુકી ફરે, રંડાં રમવાને રાસ, ત.
૪૨ સ્વાંગ ધરીને સતી તણો, કરે જારીનું કામ, ત્યાગિ પાસે
તાહ્યરૂ, કહે શું કરમ હરામ, ત, ૪૩ ઘેર ગયા પછી વારતા થયું
ભારે શરીર, ખોડભુલ્લાવું જન્મની, ઘાલું નાકમાં તીર. ૪૪
આ ધીન ભવ અબળાતણો, ઊભી થરથર રોય, કંથના ડરથી
કંપતી બીજું સહાય ન કોય ત. ૪૫ સિદ્ધ કહે સુણ સુરરીપુ
આવીએ તુજ કામ; જીતનો જશ તારો થવા, વ
ધ સુર સંગ્રામ ત. ૪૬ કામની ત્યાં કર જોડીને, પતીને
પડી પાય; રાજ તમારા રક્ષણે, આવી કરજો ક્ષમાય; ત. ૪૭
સ્વપ્ન વીશે સંકટ થયું, જાગે તે ભય જાય;તેમ સતી સ્વામી
મલ્યાં, મન મોદ ના માય; ત. ૪૮ ।। વીશ્રામ ।। મોદ ન માયે
મન વીશે, દંપતી મળીઆં ત્યાંય રે, સીદ્ધ કહે સહુ સં-
ચરો, ના રહેસો વનમાંહ્યરે. ૪૯ સંસારી નરનારનો, સાધુ ન
કરે સંગ રે,રેવા રસીક પોતે પળયા, ધરી ઉદધીશુત અંગ રે.

૫૦ ાા ઈતીશ્રી પંદ્મપુરાણે જાળંધરોપાખ્યાને કવી રેવાશંકર વીરચીતે સિંધુસુત સજીવનોનાન પંચત્રીંશો અધ્યયા ૩૫ ાા

## અધ્યાય. ૩૬

ાા રાગ ધનાશ્રી ાા વદેવાલમીક વળતા વચન, ભારદ્વાજ સુણો ધરી મન; શબને બીજા હતા શીંયાળ, થયા એક એ રૂપ કૃપાળ. ૧ દાશી દંપતી પડી મુની પાય, રથ બેશી હાંકયા હય રાય; જાળંધર થઈને જુગદીશ, કરી રામાની ઉપર રીસ. ૨ જો ચરીત્ર ચતુરભુજકેરૂ, ગતી જ્ઞાન છે જેમાં ઘણેરૂ; પોતે કોના કહ્યામાં ના આવે, કોટીઅંદના યંત્રહ લાવે. ૩ ઈંદ્રકાજે બળી અનુરાગી, થઈ બ્રાહ્માણ ભિક્ષા માગી, સુરકાજે સુધા ઘટ ધારી, થયા અખિલ ભુવનપતી નારી. ૪ પડી પ્રહલાદને જ્યારે સ્થંભથી પ્રગટીયા નરહરી ત્યારે, હીરણ્યાક્ષનો વધ જ્યારે કીધો, વહાલે વેશ વરાહનો લીધો. ૫ વનુ શંખાસુરનો વિચારી, થયા મચ્છને રૂપે મોરારી, કરણ સાંગ્યનો ભય ના ધરાયો, રથે રાખી શીખંડી મરાવ્યો ૬ સતી વૃંદાને છળવાને સાખ, ચોળી ખલક નીયંતાએ ખાખ ધર સિંધુના સુતનુ સ્વરૂપ ચાહ્યા ભાવનીને ભવભુપ. ૭ ભવ બ્રહ્માથી એ ન થવાય સતી વિષ્ણુ વીના ન ઠગાય, રામા રથમાં પુછે નીજનાથ સંગ્રામ કર્યો સુરસાથ. ૮ સતી શું કહું જુદ્ધની વાંત, મારી ત્રીદશ કીધા નીપાત; અજ ઈંદ્ર તે પામીઆ ત્રાસ, ગયા કંપતા ગીરી કઈલાસ. ૯ શંભુ શ્રી પતી આવ્યા શમીર, નાઠા તે પણ મુકીને

ધીર;ગયા સુર સહુ મુકીને મામ મારૂં જઈ કરૂં પાછો સંગ્રામ.
૧૦ તમે સત્ય નહી ચુકો નારી, ત્યાં લગી હું છું કાળને ભારી;
સુણી વાત સતિ પતિ કેરી, થઈ ચીત્તમાં ચીંતા ઘણેરી. ૧૧
તમે સાંભળો મારા નાથ, હવે લઢશો નહિ સુરની સાથ; મુકો
વાત વિરોધની પડતી, રાઢ રઢીઆળી નહીં હડહડતી, ૧૨
સુખ કલેશમાં કોને નવ થાય,એમાં એકની ઇજત જાય;એ.મ
વાત વિચારતાં ભાવ્યા, નર નારી તે નીજપુર આવ્યા. ૧૩દેખી
દંપતી જોવાને આવે, મોતી પુષ્પે ત્યાં વસ્તી વધાવે; ગાય
પુઠળ ચિનતાનાં વૃંદ, થાય અધિપતિઉર આનંદ. ૧૪ આ-
વ્યા મધ્ય સદનમાં ભુપ,કોટી કંદર્પ કાંતિ અનુપ;દાસ દાશી
આવી ઉભા રહેછે, નાથ નામ તે સરવેના દેછે. ૧૫ માલીની
લલીતા વીજે નંદા, ચંદ્રકળા ચકોરી સુચંદા; મદુવાંગી મ-
નોહરા નામ, સઉને બોલાવે સુંદરશામ. ૧૬ રીતભાત સ્વ-
ભાવને ટેવ, કરે તેજ રીતે વાસુદેવ; પછે વૃંદાને કહે વજરાજ,
નીર લાવોને નહાવણુ કાજ, ૧૭ સુણી ઉષ્ણોદક તતકાળ,
લાવી ન્હાવણુ કાજ ભુપાળ; તેલ ફુલેલ મરદતી અંગ, નાર
નીરખે છે વર નવરંગ. ૧૮ નાશિકા મુખ નેત્રને કાન, ઉર ઉદર
પોયણ સુપાન; જાનુ જંગાને કર હથેળી, શીષ અંગુલિ સ-
રખી મળી. ૧૯ કટિના ભિને ચિબુક ચેન, મંદ હાસ્ય મનો-
હર સેન; સુચિ સ્નાનકી તતકાળ. બેઠા બાજઠે ત્યાં ભુપાળ.
૨૦ નારે ભાવતાં ભોજન કીધાં, નિજ નાથને આસન દીધાં;

શાકપાકને સાહિત્ય જેહ, પ્રીતે પરૅમદા પિરસે તેહ. ૨૧ જમતાં પહેલું જળનું પાન; કરે ટેવ તેવી ભગવાન; પેહેલાં પાંચ ગ્રાસ સતી હાથ, જમ્યા તેજ રીતે જદુનાથ. ૨૨ બિડી વૃંદાને હાથે ચાવી, ત્યાં પતીત સતી આવી; સેજ સુંદર પાથરી સારી, પુસ્પ પ્રેમળ ત્યાં અતી ભારી. ૨૩ ગાદી તકીઆ બીછાવ્યા ત્યાંય, મુકયાં ગાલમસુરીઆં માંહ્ય; પોઢયા ત્યાં પતી પરેમદા પરખી સતી રંભા રતીના સરખી. ૨૪ જોડું જોવાના સરખું સદન, તાકે માધવ મનમથ મન આવી અબળા ઉભી એક પાસ, નાથ નીરખે પણુથાય નિરખે પણુથાય ઉદાશ. ૨૫ કરજોડી કહે વૃંદા વચન, સ્વામી સંદેહ ન ધરશો મન; એક અરજ કરૂ અધીપતી જાણુ કયમ ફરી સારી મતી. ૨૬ મેં જ આડયા તમોને સ્વામ, ત્યારની લાગે તમારી ખામી હરિહર વાસવ નેહ; કુડાં કપટી કળ્યા નિધી તેહ. ૨૭ તે તો જગતપિતાને ઠામ, હું છું તનઆ તેની નથી વામ; તમે જો હો કો કપટી દેવ, તાકો તનમાં સતીની શેવ. ૨૮ તો આ વાશ્વ બધાનુ પાપ, જો બગાડો પર સ્રીને આપ; કરે ઘાત કો આવે શરણુ, તેને આડુ આવે દુખ મરણુ. ૨૯ હું તો ભુલુ અધીપતી આઆશે, જોજો વાહતા મને વીશ્વાસે; મને નાથ કરશો અળગી રહીશું વેણુ તમારાને વળગી. ૩૦ ખાઉંછું શાનીધ આવતી સાંસો, પડે ભુપ ન મુજને ભરૂંસો; બવ બ્રહ્માથા ના લલચાઉ, એક વીષ્ણુને ઠાગે ઠગાઉ. ૩૧ હરી હોતા ના હારશો ધ

ર્મ, છે અયુકત એ પાપનું કર્મ; જોજો રાજ ચઢાવતા રીશ એમ કહી મુકયું ચરણમાં શીશ. ૩૨ કમળા વળ કહે સુણ્ નારી ખરી ખાતરી માન તું મારી, આવ્યો પ્રથમ પાદર જ્યારે, ત્યારે તાતે તેડયો મુને ત્યારે. ૩૩ બળ બુદ્ધીની કીંમત કીધી, ત્યારે તાતે તુને મને દીધી, પછે જીત્યો હું દેશ સમસ્ત, દીધી રાહુએ રત્ન વસ્ત. ૩૪ ચઢયો સુર સાથે સંગ્રામે જયારે, આપ્યો કંદુક હાર તેં ત્યારે, લે આજો ફુલ તપાસી, ઘણી વૃંદા થય સુખ રીશી. ૩૫ કહી પુરવના ગુપ્ત જે વાત જુઓ માયા ત્રીભુવન તાત આપ્યુ આદીતે માધવે માગ્યું, સાચું સતીને સ્વરૂપતે લાગ્યું. ૩૬ પછી ચંચળ નેત્ર નચાવી સતી શ્રી પતી પાસરે આવી; આવભાવને કામ કટાક્ષ, કરે શતી જોઇ સરત્રના સાક્ષ ૩૭ નક્ષત્રને અધર સુધાપાન, કામ કેલી કરે ભગવાન જુઓ ઇશ્વરે ખોદી અજાડી ભોળી ભામની ભુલી પાડી. ૩૮ ઉર્ધરેતાને ઈશ્વર યોગી, થયા ભવહર વૃંદાના ભોગી; જયારે વાલાને વહતાં ન ફાવ્યું, ત્યારે વૃંદાનું તરત ચુકાવ્યું. ૩૯ થઇ માતાને મારે બાળ, તેનો કોણ મળે રખવાળ; ફળ થાતું તરૂવર ખાય, તેનો તસ્કર કોણ ઝલાય. ૪૦ પીવા પાત્ર જો પાણીને લાગે, તો ત્રિલોકની તરશ ન ભાગે; સતીનુ સત શ્રીજી મુકાવે, ત્યાંરે કોણ રામા એ ન આવે. ૪૧ ॥ વિશ્રામ ॥ આવે ન એવી કોણ રામા, કેશવ છેડો સેહાયરે; વૃંદા સાથે વિહારને, ત્યાં વરતે વૃજરાયરે. ૪૨ એ કથા રૂડી એ

ટલે, સુર નિવ નાંઠાં જાયરે; રેવા નીશાએ નરપતિ. શિભીરમાં સોહાયરે ૪૩ ાા ઈતી શ્રી પદ્મપુરાણે જાળંધરે પાખ્યાને કવી રેવાશંકર વીરચીતે વિષ્ણુ વૃંદા વિહાર વરણો નામ ષટત્રિંશો અધ્યાય. ૩૬ ાા

## અધ્યાય.૩૭

ાા રાગ મલ્હાર ાા એણી રીતે વાલો, વૃંદાને છળવા લાગ્યા; શીબીરમાંથી પ્રાતઃકાળે સીંધુસુત તે જગ્યા; લાડકડાને લાગ્યારેરેરે હો દીવસ દોહેલારે. ૧ સ્નાન સેવા કરીને ત્યાં, ઇષ્ટ આરાધન કીધું; લોહો મોજા પગે પેહેરી બળ બક્તર ધારી લીધું; લા૦ ૨ સોનેરી સુરવાલ, જરતરી લેહેકે લેહેરી; મસ્તક મુગટજ ધરીયો; કેશરીઆ વાઘા પેહેરી; લા૦ ૩ ગદા ગુરેજને ગોળા તરકસને ગીરધારી શશિસેખ રશું ભડવા, કરી ગજ ઉપર અસ્વારી; લા૦ ૪ ઘોર ગરજના ઘનના સરખા, કોપ કરીને કીધી; દાનવ દળની સેનાશણગારી સંગે લીધી, લા. ૫ સાગર સેના દેખીને, ઉલટ અંગ ન માય, જાળંધર જાતાં તે, આનશુકન બહુ થાય. લા. ૬ વામભાગે ભઈરવ કળકળતી કટોર નાદ, જમણી દુરચા દેછે, શંભુના સુતને સાદ, લા, ૭ મરકટ હસણા હુકી, દોડીને ડાબાં થાય દક્ષીણુ ફાલુ બોલે, શિરબાજ બપાટા ખાય, લા. ૮ કાગ સ્વાન કોશિયો, ખર લોંકડી દક્ષીણુ બોલે નેત્ર ઉર ભુજ વામ, ફરકે દરશી મન ડોલે લા. ૯ છીંક તડાતડ થાયે, સુરશું સંગ્રામે જાતાં, વા ચો

દ્દશના વાયે, નરખીને નેણુ ભરાતાં લા. ૧૦ દીનકર ભાસે ઝાં
ખો, આડો ઉતરીઓ સાપ; શિષ વિના પડછાયો. દરશી પ્રગ-
ટયો સંતાપ. લા. ૧૧ આ અપશુકન જોતા,સંતાપ પ્રગટ શે
ભારી, પતીવૃતા પણુ ચુતી નીશ્ચે નીરલજ થઈ નારિ વા. ૧૨
ખરીખાતરીપાસેજે,સમરથસંદેહ ખોવાકંકુકકાઢીકરમાં જા
ળંધરલાગ્યોજોવા લા.૧૩લીલાંકંજરરહેતાં, એજેમપાણીમાં
પાયાસમખામેસતીએઆપ્યાંઆએજકુસુમસુકાયાં લા ૧૪
થઈ તહીં થાયે, કામનીયો કપટી કોની;હું મરવાને ચાલ્યો, મે
હેલાનું ગાયુ માની; લા.૧૫મીઠે વચને બોલી;મારૂ મન લીધું
તાણી; જડ બુદ્ધી મારી તેમેં, જુવતી જારી ન જાણી; લા. ૧૬
માથે મૃત્યુ આવ્યું હાવે કયાં જઈએ નાશીઆ વેળા કયાં આ
ગી, જગમાં થાપાની હાંશી; લા. ૧૭ ભવનો ભારજ ભાગ્યો
રહી વીનતાને વીશ્વાસે; છેતરીને છેહ દીધો શી વલે આશું
થાશે, લા. ૧૭ મેં કુમતીને જાતાં, કે જાગ્ય કરી નહિં આ-
ડો; તો શા કારણુ મુજને, કકડા મોડીને કાઢયો; લા. ૧૯
સતીપણુ આ સાચુ, તે સમોપડે સમજાયું આ વીનતા વેર-
ણુ કયાં, તેં મારૂ નાક કપાવ્યું; લા. ૨૦ લોકે લાજજાશે,
કહેશે કીમતવાળોં હારયો નીચ નજરમાં નાવ્યો, તો ઘરમેળે
ના મારયો; લા. ૨૧ વ્યાળ વષિને વનિતા, એ છંછેડયાં સ
હુ ખાયે; પાળનારને પીડે, કોયે કુમતા નાકળાયે, વા. ૨૧
વ્યાઘ્ર સીંહને મળવું, એમેળ થયે ના મારે, શિ કાપી આપે

એવી શ્યામા. પણ સ્વામીને સંહારે; લા. ૨૩ મનનથને વ-
શ મેહેલા એ કરે ચાહે તે ધરમ, કપટ કરી કચરાવ્યો, આ જુ
ઓ સતીનો ધરમ, લા. ૨૪ દગો કરયો ડહાપણુડાહી. તેં ધર
થડ ધોળે દહાડે, ગણ્યો નહીં તેં ગોરી, મને પરપુરૂષને પાડેલા
૨૫ સુર સંગ્રામે નાસુ, તો ભારજ ભાગે મારો; તેં ચટમાં ઘા
કીધો, નહિં ઉગરવાનો આરો, લા. ૨૬ મેહેલાનું મુખનાજો
ઉં, એ સાથે ના ઉચરવું, એ કરતાં તો સારૂં સંગ્રામે સનમુખ
મરવું; લા. ૨૭ જો જો કો નર કરતા, ભાઇ વીશ્વાસ; મન મે
ળવીને નાખ્યો, નારીયે મૃત્યુપાશ; લા. ૨૮ હેત કરી ગજ હાં
કયોં કહે શતરૂ સન્મુખ થાવું; આરાતજી ઉગરયાની, કે ફરી
નથી ઘેર જાવું વા. ૨૯ ઇંદ્ર ચંદ્ર અગનીને. અનીલ વરૂણુજજે
હ; શશીશેખરને ભાનુ, સહુ ત્રીદશ આવ્યા તેહ; લા. ૩૦ કડા-
ઝુડ બે સેના થઈ, દેવે દુંદુભી દીધાં, ત્રંબાળુ ગડગડીઆં, ઉચા
ડાં આયુદ્ધ લીધાં; લા૦ ૩૧ નરપે નાગ ચલાવ્યો શંભુ-
ના સનમુખ આવ્યો; જાળંધરે ત્યાં ગરજી ગીરજાવરને
બોલાવ્યો; લા૦ ૩૨ કંપ્યો, દીગપાળ દશે ત્યાં ચળીયા;
ધ્રૂવ મેરૂ ત્યા ધ્રૂજ્યો, સીંધુ સાતે ખળભળીયા; લા૦ ૩૩
પરીઘ પટ્ટીને પાસ, તરકસના તીર છુટે; ગદા ગુરજને ગોળા.
તારામંડળ ત્યાં તુટે, લા. ૩૪ બુંબારાણ ત્યાં થાય, સુર સઘળા
નાઠાજાય, કોઇ પડતાઆખડતા, દાનવદળ પુંઠળથાય, લા.
૩૫ કો સુર તે શી ઝાલી, બેઠા છે શોણિત સુતા; પ્રાણ વિના

થઈમાણી,શુરાકોરણમાંસુતા;લા. ૩૬ગીરજાવરત્યાંગરજીત્રંબ
કતાણીનેધાયા, શીંધુસુતનાસામાધરણીધંરકોપિઆવ્યા, લા.
૩૭ અંબુસુતનુ આસનઅવિનાશેજોયુંજ્યારે, લુખુમુખતેલા
વ્યું,તરૂણીલોભાણીત્યારે, લા.૩૮ શંકરકહેશ્રીપતીયે,વૃંદાને
વિમળકીધી,લક્ષમીવરેલલચાવીને,ઇજતએનીલીધા;લા.૩૯
ઘશુપતીએતેપરખીપ્રોઢુંપગમાંઆગઆવ્યું;હઈએહીમતઆ
ણીશાશત્રુનુ સેન્યહઠાવ્યું લા.૪૦શસ્ત્રત્યાંલક્ષકોટિઅરબુદશાર
ત્યાંમારયાં;વારી વાહની પેઠે,બીંદુસરખાં બળધારયાં;લા,૪૧
અસુર અતુળિત સેના; સીંધુ સુતની સંહારી; રણવન નાઠા
જાએ, કોપ્યા ત્રિપુરારી; લા. ૪૨ તવ કોપ કરીને રણમાં, શીં
ધુનો શુત ગડગડીઓ;ત્રિદશ સઘળા ત્રાશ્યા ને તનમાં ત્રાસ પ-
ડીયો. લા. ૪૩ એક એક શુર અંગે તે લક્ષ લક્ષ શર વાગ્યાં;
ભડકીને તડ ભાગ્યા ને ત્રિદશ ટોળાં તાગ્યાં; લા. ૪૪ ખલકસ
હુ ખળભળિયું; શુરનો કીધો સંહાર; કડાકુડ થઈકટેક, વરત્યો
હાહાકાર; લા. ૪૫ પારવતીપતિએ કોપી, અગન્યાસ્ત્ર મુકયું
જયારે, દાનવસેના ઊપર વહ્નિ નળ વરસ્યોત્યારે, લા. ૪૬
સિંધુસુતે મેઘાસ્ત્ર મુકયું તે તેણીવાર; પશુપતિએ પવનાસ્ત્ર
નો, ત્યાં કીધો ટંકાર, લા ૪૭ ગજ રથ ઘોડા શાળા, ઉડે આકા
શે ત્યાંય, ભુમરાણ બહુ થાય, ભંગાણુ કરયું રણમાંય,લા, ૪૮
શંભુએ શેલાસ્ત્ર, મુકયું તે ત્યાંપ્રચંડ. ઘનસમગિરિ કુટ વરસે
તે જેમ ભાગ્યું બ્રહ્માંડ લા. ૪૯ સીંધુસુતની સેનાનો. વળિ-

યો કચ્ચરઘાણુ, પાળાંગજરથ પડીયા, પ્રૌઠા વરષી પાષાણુ, લા. ૫૦ ।। વલણુ પાષાણુ પડતા જોઈને,, વજરાસ્ત્ર મુકે વીરરે પરવતને માજે કરયા ધાયા રણુમાં ધિરરે, ૫૧ મામ ન મુકે મ રદ કો, વળગ્યા બીજીવારરે. રેવા રણુમાં ત્યાં પડયા, દેવ અસુ રનીરધારરે. ૫૨ ।। ઈતિ શ્રી પદ્મપુરાણે જાળંદરો પાખ્યાનેકવી રેવાશંકર વીરચિતે જાળંધર શંકર સંગ્રામ વરણો નામ સપ્ત ત્રીંશો અધ્યાય ૩૭ ।।

## અધ્યાય. ૩૮

।। રાગ ધનાશ્રી ।। વદે વાલમીક વળવારે વાણિ, કોપ્યા શંભુ જાળંધર જાણિ, દોડયા દાનવ રણુમાં શુર, થાય પાયદળ ત્યાં ચકચુર. ૧ થયા અગણિત યોદ્ધા નીપાત, વરસે બાણુત- ણો વરસાદ વેહેછે શોણિતની નદીઓ ત્યાંય, ત્રાહે ત્રાહે વરત્યો રણુમાંય. ૨ તણાઈ જાયછે બાહુના બળિઆ, કોઈ શોણીતકાં પમાં ગળિઆ; કંપે મેદની ચરણુ પ્રતાપે, ચિદાનંદેધરયાં શ ચાંપે. ૩ માર્યા શીંધુના સુતને જગતાત, નાખ્યો. ગજને યો જન લેઈ સાત; હસ્તી ચીશ પાડેછે વિશાળ, ખળભળિઆં તે સપ્ત પાતાળ. ૪ ફરી ગજ લેઈ આપ્યો અસુર વાધ્યું પંચ વ દન ભળપુર; જોજે જટાલ આ મારા હાથ, સરવે સંહારૂ સુરનો સાથ. ૫ મુકયું પવનાસ્ત્ર શીંધુકુમાર, ઊડયા વૃષભા- દી યોજન બાર; ભેળે ઈશ્વ અવનીમાં આવે, મારી બાણુ આ કાશે ભમાવે. ૬ આવે ભવનીરે ઉંચા જાય, ચકડોળનિ પેડે

ચળાય; ગંગાધર થયા ગાભરા ત્યાંહ, પડયું ભંગાણુ મહારણુ માંહ. ૭ અજ ઈંદરે જાણ્યુ નાંખયા મારી, ટકીનાશકયા ત્રિપુરારી. બ્રહ્મા કહે સુણુ વાસવ સાંર, મેં તો નથી ખમાતો આમાર. ૮ નથી માહરે લાભનુ કામ, જાવા દો મને જીવતો ધામ, પીડા અસુરના મારથી પાંમુ, આપું, કહોતો હું રાજીનામું. ૯ નહીતો અધવચ્ચ જઈશ હું નાશી, થાશે તે ટાણે દેવની હાંશી નથી કહેતો હું લાજનો મારયો, હાર ખાધો ને હીંમત હારયો ૧૦ નહિં જીતાય આ મોતનો મેળો, ભાઇ થાવાદે ભામની ભેળો; તું બચાવિ જો આ સમે હાડ, નહીં ભુલું હું તારોપાડ, ૧૧ નાઠા ગરવી જે ગીરિવરધારી, હવે મારી શિ ગુન્હેગારી; કહયું કયમ કરે મારી કાય ત્રી પુરારિએ જયાં ન ટકાય. ૧૨ ઈંદ્ર કહે જઇએ અજ જીતી કરિએ સામટા યુંદ્ધ અનીતિ; ચિત્ત દઇ સહુ સુર ચઢિએ તુટિ એકના ઉપર પડીએ. ૧૩ વિધીકહે કરિએઅધર્મઆપ,બેસેપારવનુએમાંપાપ;એનીગરજનાજુદ્ધમાં થાય,મેંતોહંસઉપરનટકાય.૧૪શક્રકહેઝાલોશરનેચાપ, એનુ મારે માથે સઉ પાપ;તેનુ તમને ન લાગે લેશ, હીણાંકરમનેહું ભો ગવેશ. ૧૫ કહે ચતુર મુખ ચાપ ન ધારૂં કહોતો ચોમુખે વેદ ઉચારૂ; ઈટયો અસુરને અજ તમે મારો, નથિ ગમતોએ જ્ઞાન લવારો. ૧૬ દેખિ અસુરને નાશિરે જાય, એથિ અમર ન કાયા થાય; ભુખ ભણુતરે કોની ન ભાગે ન ભાગે, બ્રહ્મ થાય પણ ભોજન માગે. ૧૭ વપુ વસ્ત્ર વિના ન ઢંકાય, ખરિ ભુખમાંએ

ન ખવાય; પિંડાનું ન મટયું જુઓ પિંડું મેં તોએ દેવાતણામાં
ન દીઠું, ૧૮ માટે જ્ઞાનનું નાં મળે કામ, કરો સંપીને સબળ
સંગ્રામ, એમ કહીને ત્યાં આયુદ્ધ લીધાં, સુર સાથે પ્રયાણુજ
કીધાં ૧૯ ઈંદ્ર ચંદ્ર અરૂંણુ અજ ત્યાંય, વિસ્વાનળને વરૂણુ
રણુરાંય; કોપ્યા ચંદ્રશેખર આદી સુર, ચડયું જેમ સાગરનું
પુર. ૨૦ શર સમસમ કરતારે થાય, છુટે ગોફણુગુફણુ ગુરજ
ગદાય; પડે પટી પરીઘનેરે પાસ, ઉડે અમરના રથ આકાશ.
૨૧ આવ્યા અવનિમાં ઈશ્વર જ્યારે, ગય ત્રિદશનભમાં ત્યારે
લાગ શીંધુસુતે તવ લીધો, મારી નંદીરે નીરબળ કીધો. ૨૨ થ
યા ગાભરા ગંગા ધરણુ, ચીરયાચકથી વ્રષભનાચરણુ; હંસપર
થયા ફાકીને ફુકા, નાઠા દક્ષિણુ નાવ્યા ઢુકા. ૨૩ પડી ત્રિદશ ઉ
પરતાળી, નાસે ના જુવે પાછું ભાળી; પડયો ઠાલો ત્યાં રણુનો
ઠામ, ભાગ્યા ભડ મુકી મન મામ. ૨૪ ત્રાહે ત્રાહે ત્યાં રણુનો
બોલે, દોટા દોટથી દીગ્ગજ ડોલે; મારી દાનવે દેભ હઠાવ્યા
શશિશેખર સનમુખ આવ્યા. ૨૫ ગ્રહ્યુ પિનાક ત્યાં શુલપા-
ણી, ધાયા કાલાસ્ત્ર તે સમે તાણી; ઉડયું અસ્ત્ર તે અપર અનુ
પ, આવી મુરછાને પડિઓ ભુપ. ૨૬ ત્યારે દેવે ત્યાં દુંદુભી
દીધાં, પડયાં તેણે આયુદ્ધ ઉદી લીધાં; શસ્ત્ર શોણીતવાળારે ક
રતા, પુલ્યાં ફોગટ સુર સહુ ફરતા. ૨૭ કરે ખુંખારાને ખાય
શ્વાંસ, જણુવે ઝાઝો શ્રમનો પ્રયાસ વળી મુરછાને ગરજ્યો થો
ર, કર્યું જાગી જાળંધરે જોર. ૨૮ ચઢી મેદની તેસમે ચાક, બા

રી હરને હઠીલે હાક. કોપી સરપ મુકી સાધ્યો બાણુ,લેવા પશુ
પતીકેરા માણુ. ૨૯ થઈ ગરજના બાણુની ધાડિ, કાઠો નંદી
ત્યાં શંભુને પાડી; થયો સુર સેનામાં શોક, ત્રાહે વરતાયો ત્રણે
લોક. ૩૦ થયા પારવતીવલભ પાળા, વળગ્યા મલ્લજુધે મદ-
વાળા; મારે ધનુષ પરસ્પર ધાઈ તાણે કેશ કપટ કરીસાઈ. ૩૧
ગદા ગુરજ ત્રિશુળ પડે તાંય, રેતી પેસે રોળઈ મુખમાંય; પાટુ
ગડદા પછાડ અંગ, થયા ગીરજાપતી ગતી ભંગ. ૩૨ પાડે પા
સ્વતિપતિ ચીસ સામાસામી અફાળે શીષ; વળ્યો સ્વેદ ચઢે
પગે ખાલી, જાણે શૈલે શરિતા ચાલી. ૩૩ તોડી; ત્રિપુરારિની
દાઢી, કુટયા અવની ઊપર પાડી; અવીનાશીને ઉધડા લીધા,
મારિ કાણિએ કુચ્ચર કીધા. ૩૪ ઉઠી દાનવ ત્યાં દડવડિઓ,
કુદી ગિરિવર ગજપર ચઢિઓ સાહી વ્રષભ ચઢયા શિવરાય ક
ડાઝુડ કટક બેઉ થાય ૩૫ શંભુએ શાંગ્યજ ધિરિ, નાખ્યો હ-
સ્તિને ચડરે ચિરિ; ઝાલી ઝંધાવતે શખ્યો ત્યાંય, પડયો થઈ-
માંય. ૩૬ બીજા રથપર બેઠો જાઈ, આવ્યો શંભુની ઉપર ધાઈ
મુકયો વીષધરે શરમતિ વક્ર, માર્યા અશ્વ ચિર્યા રથચક્ર. ૩૭
થયો ગાભરો શીંધુંનો તન, સજ્યું વાજીતણુ વાહન; કોપ ત્યાં-
તો કપાળિએ કાઢયો, તાણિ હયથકી હેઠો પાડયો. ૩૮ જાણ્યું
અસુરે કે આવ્યો અંત,બળહિન થયો બળવંત; લાગી ચોદશ
કાળની ભીતિ, જાણ્યું કે ગઈ બાજી જીતિ. ૩૯ સાંગ્ય શકિત
ભાલા ભીડી માળ ગદા ચક્ર બાંગ્યાં ભુપાળ; ઢાલોઢા કુરિઓ

રજી ઝુઝે, માથે મૃત્યું ભમે તે સુઝે ૪૦ જાણે અવાધ આ
વી રણ ઢુકી ત્યારે ઉગરવાની આશા મુકી શિષ જોગણિ ઝડપો
દેછે, માથે મ્રત્યુને ગીધ ભમે છે. ૪૧ વરસે રૂધીરતણો વરસાદ
થાય, આભમાં ઉલકાપાત; કંપીમેદની સપ્તપાતાળ, ડોલ્યો
કુર્મને દશદીગપાળ. ૪૨ તારામંડળ ત્યાં તડતડિયાં, ભુલા ર
વી શષીના રથ પડીઆ; માયા માહાસુરની સઊ ફેરી લીધો
કાળ કટકમાં ઘેરી. ૪૩ કહે જાળંધરને માધેવ, સમરઇષ્ટતારો
તતખેવ; હવે નહીં થાય ભામની ભેળો લીધો કાળ પુરૂષે તુજ
કેડો. ૪૪ કાઢયું અર્ધચંદ્ર કહી બાણ, લેવા પશુપતીએ ત્યાં
મુકયું બાણ કરી બહુ રીસ, આવ્યા અંતની ઉપર ઇશ. ૪૫ પા
ડી હસ્તિએ ચોદશચિશ, જીવે કયમ જયાં રૂઠયાજુંગદીશ, અ
ર્ધચંદ્ર આવ્યું મુકયું ઇશિ, છેદયું જાળંધરનું શિષ ૪૬ ।।
વિશ્રામ ।। શિષ સીંધુસુત તણું, ઉડયું ત્યાં આકાશરે; ધડ ધર-
ણી ઊપરરહ્યું, પડયો ત્રિલોકે ત્રાસરે. ૪૭ કુંડળ મુગટબીરાજતે
તેજ પ્રભાકર ભાસરે; રેવા શિષ આવી પડયું, વંદા વિષ્ણુ પા
સરે. ૪૮ ।। ઇતિશ્રી પદ્મપુરાણે જાળંધરો પાખ્યાને કવી રેવા
શંકર વીરચિતે સિંધુસુત સંગ્રામ મૃત્યુવરણોનામ અષ્ઠત્રીંશો
અધ્યાય. ૩૮ ।।

## અધ્યાય. ૩૯

।। રાગ મારૂ ।। વદે વાલમિકરે, ભારદ્વાજ શ્રવણે ધરેસુત
શઊનકરે પ્રત્યે વચન ત્યાં ઉચરે. ૧ વૃંદા વિષ્ણુનેરે, એકાંતસ્થ

ળ જ્યાં જડયું; પોઢયા પરિઅંકેરે, ત્યાં મસ્તક જઈને પડયું.
૨ જોઇ જુવતીનેરે, તનમાં ત્રાસ પુરણ પડયો; કરણ કુંડળરે,
મુગટ લહયો મણીએ જડયો. ૩ સતીએ તવરે, સ્વામીનું મ-
સ્તક જાણીઉં, કયાં કુટિલ થઈરે, અણુચિંત્યું આ દુઃખ આ-
ણીઊ. ૪ કયા કરમનારે, કાળા પ્રગટ મારા થયા; મુકી મુજને
રે, કંથજી મારા કયાં ગયા. ૫ કોણ કપટીએરે, ભ્રષ્ટ કરી મને
ભોળવી; પાપપ્રગટિઆંરે, કરમે કલંકવતી થતી હવી. ૬ મા
રા નાથજીરે દેવે દગો મુજને કરયો; પ્રાણજીવનરે, તે પાપે ત-
મ દેહ પરહરયો. ૭ ભુંડા ભાગ્યનીને માટે શું મુજને મેલી ગયા
નથી બોલતારે, કંથજી કયમ કપટી થયા. ૮ પિડા પરેમનીરે,
બાલા વદન દરશી બળુ આવી કએ સ્થળેરે, મનમોહન તમને
મળું. ૯ દુઃખ દોહલુરે, વિકટ વિયોગનું નહીં મટે, નમેરા થ
વુંરે, નાથજી તમને ના ઘટે. ૧૦ રીસ ના લાવશોરે, બળતી બો
લું બેભાનમાં; કયાં મુકી ગયારે, રાજ રઝળતી રાનમાં. ૧૧
પહેલી પ્રિતમારે, મોહમાં મન લિધાં હરિ; છો દયાનીધીરે, મા
ટે જીવણ આંખો જરી. ૧૨ હુ અભાગ્યણીરે, પ્રથમ દોષ મારો
પડયો; વેહ વશ થઈ રે, એ અપરાધ મને નડયો. ૧૩ રકત નેત્ર
નેરે, રૂદન કરે ત્યાં કામની; કોપી કળકળેરે, ભુલી ભમેછે ભામ
ની. ૧૪ ધુણેશિષનેરે, કેશ તોડે કન્યા તાંહ; પિઉ પાતળારે, ક
ષ્ટ વિષે નાંખી કયાંહ. ૧૫ જીવ્યું ઝેરછેરે, કંથ વિના કામની
તણુ, થયું માહરૂંરે, લોક વિષે લજવાપણુ. ૧૬ મને નાથજીરે

છેહ દેઈ છેટું ન પાડશો; પ્રભુ મારૂરે, કે દિન પાનુ કાઢશો. ૧૭ કોપ્યું કરમનેરે, ગામ ગાળ મુજને ચઢી; રૂપ રાજનુરે, ભાળી ભોળઈ ભુલી પડી. ૧૮ પરપુરૂષનેરે, મોહ થકી નથી માણ્યી- ચો;દગોદેવનોરે, જીવણુએમે નજાણ્યી‌ઓ. ૧૯મારૂં મોહનરે,મ ળવાને મન અકળાય છે; વાલા તમ વીનારે, પલક કલ્પસમ થાયછે. ૨૦ માન્યા મનતાણુારે, છો મારી આંખના ભાવતા; કે યારે દેખીશરે,ગજપરચઢી ઘેર આવતા. ૨૧ હીણુા હાથનુરે,કો ણુ જમી રાજીથશે; શોકસી ધુંમાંરે, કોણુ વેહેતાં કર ગાલશે. ૨૨ દાવો દેવનીરે, ઉપર મારા ન ચલાઓ; હાથ હોંશથીરે, જ નમ નભાવીને ઝાલીઓ. ૨૩ કહે કોકનેરે, કોમળ કયમ કપ- ટી થયા; મુકી મુજનેરે રાજ રીસાવીને કયાં ગયા. ૨૪ રીત રા જનીરે, રાંકડી હું જાણુ જરી; ત્યારે કંથજીરે કયમ મને આગ ળ ના કરી. ૨૫ કયા દેશમાંરે, ન્યારાં નગર વસાવીઆં, કઈ માનીતીરે, રાજનાં મનડાં મનાવીઆં. ૨૬ કોણુ બાંહડીરે,સા હીને મુજને બોલાવશે; વસ્ત્ર વીવીધનાંરે, મનગમતા કોણુમ ગાવશે. ૨૭ મારાં લાલચુરે, લોભાણાં લોચન ઝુલશે;મોઘા મુ લનારે, કોણુ મનોરથ પુરશે. ૨૮ ઉઠી ઓળખોરે, કોણુ પાપી પાસે પડયો; હીણુા કરમનોરે, નીચ રીપુ મુજને નડયો. ૨૯ પ રમેષ્ટીએરે,મંદકયાં મુજ માટે ઘડયો;સુતો સેજમાંરે,રાજ રૂપ લેઈને રડયો.૩૦ સુણી સેજથીરે,ત્રાશિને ત્રીકમ ઉતરયા; ધ્રુજે થરથરરે, શ્રાપથકી બીપી ભરયા. ૩૧ કરી ક્રોધનેરે, વૃંદા વચન

વળતી વદે; પાપી કોણછું રે, ભોળવી મને માયા મદે. ૩૨ દેવ દાનવરે, રાક્ષસ યક્ષ કિન્નરપતી, પ્રેત પીશા ચરરે, ગાંધરવ નર નાગ જયતિ. ૩૩ એ અભાગીઆરે, છળ કરી કયાં મને છેતરી; દઈ શ્રાપનેરે, ભસ્મ કરૂં તુજને ખરી. ૩૪ સતીના શ્રાપથીરે, કમળનયન કંપીગયા; દગો દીનછેરે, ઓશીઆળા ઈશ્વર થયા. ૩૫ ગુન્હેગારનેરે, ત્રિકમનુ તન ત્રાસ્યું; કોટી કંદ્રપરે, લાવણ્યરૂપ પ્રકાશ્યું. ૩૬ મેઘશ્યામનેરે, અંબુજવરણી આંખડી; ચતુરભુજનેરે, અંગુળી પદમની પાંખડી. ૩૭ મકરાકૃતરે, કરણમાં કુંડળજળહળે, મોર મુગટનેરે, તાય ત્રીવીધી દરશને ટળે. ૩૮ શંખ ચક્રનેરે, પદમ ગદા કેર શોભતાં, પીતાંબર કટીરે, દેખી મુની મન લોભતાં. ૩૯ કંઠ કૌસ્તુભરે, વૈજયંતી માળા ધરી, ભ્રગુલંછિનરે, સોળ ચિન્હ શોભીત હરી ૪૦ જો જોઈ વિષ્ણુનેરે, વંદા વદી છુટી લટે, કસ્ત્રી ભ્રષ્ટનારે, ગીરીધર તમને ઘટે. ૪૧ સતી સંતાનેરે, રક્ષાણ કાજ તમે હરી પરનારનીરે શી સમજણે સેવા કરી. ૪૨ કોટી બ્રહ્માંડસારે, પળમાં પ્રકાશ કરીહરો, તો દાનવતણોરે, આપણઆગળ શો આશરો. ૪૩ અન્યુપાસનેરે, વધવો હતો દાનવપતી, શીર કલંકજરે, ધરયું તે ભ્રષ્ટ કરી સતી. ૪૪ પુરણકામ કયાંરે, પેટમાં પાળી મારીચે, વાત વિસ્તુરીરે, ઘર ઘાલ્યું ગીરધારીચે. ૪૫ ભુંડા ભ્રષ્ટ થઈરે, વિશ્વની બાજીબગાડશો, જીવ જોઈ કરેરે, વાંક ત્યાં હાનો કાઢશો. ૪૬ તાત વીશ્વનારે, લોપ્યો આ વેદનો કાયદો, આ

અધરમમાંરે, શ્રીમળ્યો તમને ફાયદો. ૪૭ વીંવ કરતાનોરે,તે શખ્યો નડયો, છળે છેતરીરે, જીવન જન્મ છુટીપડયો.૪૮ તપ શીરૂપેરે, ભ્રષ્ટ કરી હું ભામની, માટે લઈ જશેરે, કોતપશિ તારી કામની. ૪૯ મતી જડથઈરે, માટે શ્રાપ આગજો, સરીતા વીષેરે, શૈલનું રૂપ તારૂ થજો.૫૦શ્રી પતી કહેરે,સેવ્યા કીધોમ નેસતી,માટેતુંથજેરેવૃંદાવનમાંવનસ્પતી.૫૧હુંપાષાણપરર, પામરવસ્ત્રપખાળશે,ત્યારે તુજનેરેચતુરાઓચુલેમાળશે પરચ ણીત્યાંસતીરે,પાયનમીપરીબ્રહ્મને,રાખોશરણમાંરે, વીસારી કરમ અધરમને. ૫૩ થાશો શૈલપણેરે, વિશ્વ પ્રભુ કરિ પુજશે; કરી કામનીરે, કયમ તમથી થશે; ૫૪ સુખ સેજમાંરે, ભોગવીઉં ભરથાર થઈ; હવે મુજનેરે, કંથ કરો અળગી કહીં ૫૫ રમાનાથ ત્યાંરે સુંદરીને સ્વાધીન થયા તાહારે વશ હુંરે, શ્રીમુખે એ અક્ષર કહ્યા ૫૬ તારા વીના હુંરે ભામની ભોજન ના કરૂં; તું વિના નહીંરે, ભુષણ વસન વપુ ધરૂં. ૫૭ તુળશી તું થજેરે, પટરાણીમાંરી પ્રેમદા; મોક્ષદાયનીરે, તું સતી શ્રષ્ટીમાં સ્રરવદા. ૫૮ તારૂં પત્રજરે મુકીને દાન જે આપશે; તેનુ ફળ સતીરે, કોટિ ઘણુ કોડે થશે. ૫૯ સેવા આચરીરે, પત્ર તારૂં શિર થાપશે તે માનવીરે પ્રાણથી વલ્લભ મનેલાગશે ૬૦ છપન ભોગમાંરે, તુજ વિના જમવુ નહીં માહરે શ્રીથી વલ્લભરે હું શરણે સતી તાહરે. ૬૧ કનક પાત્રનેરે, વસ્ત્ર આભુષણ ગાય છે; અશ્વ ઉંરવિ તેરે. તુંજથિ કોટિઘણુ થાયછે; ૬૨ અરપે

વિપ્રનેરે, તુલશિનુ પત્ર ઉપર ધરી; તેને આપું હું રે, વ્યાજ સહિત પાછો ભરી. ૬૩ પુજે વિપ્રનેરે, તાપ ટાળું હું તે તણા; સુણ મહાત્મ આરે, તે વલ્લભ મુજને ઘણા. ૬૪ હાર હેતથીરે, દ્વિજના કંઠમાં થાપતા; તેને કનકનારે, અરપીને સંકટ કાપતા. ૬૫ પરમારથરે, હાંથન વાહયો જેહને; નથી આપતોરે, તારૂણી હું કાંઈ તેહને. ૬૬ તારા શ્રાપનેરે, માનુની હું મસ્તક ધરૂં; જગુત પાપનેરે, વિપ્ર વેષે વાસો કરૂં. ૬૭ સુણ્યા ત્યાં સતીરે, સ્વામીનુ શિશ લેઈને બળી; વિન્હી પ્રગટિઓરે, વપુમાથકી, વીનતાબળી. તેની જારમાંરે, લક્ષમીવર લોટી ગયા; તરત તે પળેરે, છોડ ત્યાં તુલશીના થયા. ૬૮ ॥ વિશ્રામ ॥ થયો છોડ તુલશી તણો, વિશણુ વલ્લભ જેહરે, ત્રિભુવન પાવન તે કથા, વિસ્તારી કહી તેહરે ૬૯ ગલકી પુત્ર ગોવિંદજી, શાલીંગ્રામ સ્વરૂપરે; રેવા સતીના શ્રાપને, શિરધારે ભવપુરરે. ૭૦ ઈતીશ્રી પદ્મપુરાણે જાળ ધરોપાખ્યાને કવિ રેવાશંકર વિરચિને વિશણુવૃંદાપરસ્પરશ્રાપવરણોનામએકુન ચત્વારિંસોઅધ્યાય॥૩૯॥

## અધ્યાય.૪૦

॥ રાગ આશાવરી ॥ વાલમીક વળતા એણીપેર બોલ્યા, સાંભળને ઋષીરાય; વૃંદા વૃક્ષ થઈ તુલશીનું ત્યાંથકી વીશણુ પળાય. ૧ સુર સેનામાં શ્રીપતી આવ્યા, શંભુને કહે સમાચાર-સુણતાં હરખ સઉને વ્યાપ્યો, વરત્યો તે જય જયકાર. ૨ આ રીતે સતીને સમજાવી, કપટ કરયું આ રીતે; શ્રાપ પરસ્પર ત્યાં

દીધા, પછી વર આપ્યો એક ચીતે. ૩ તે તુલશી તરૂણી થઈ જો
તાં, સ્નેહે મેં મસ્તક લીધી; વાત સુણી સઘળા સુર હરખ્યા, જે
કૃતિ વિશ્નુએ કીધી. ૪ સુર કહે ધન્ય સતી વૃંદાને, ચતુરભુજ
શીર બેઠી સફળ થયો અવતારજ એનો, પ્રભુના સુખમાં પેઠી.
૫ હરિહર અજ ઈંદ્રાદીક સુર સહુ, હરખ ધરે મન માંહે; ભૃગુને
કૃત્યાયોનીથી કાઢયા, વીષ્નુએ વંદ્યા ત્યાંહે. ૬ અસુરગુરૂ ખટ
માસજ સુધી, કૃત્યાયોનીમાં વાસ્યા; શ્વેતવરણ સોમપણું
પ્રગટયું, ત્રીદશના ડર ત્રાસ્યા. ૭ ભૃગુ ભગવંત તણા પદ વંદી,
પોતે પધ્યા નીજ ધામ; અવીનાશી કઈ ક્ષાંશે આવ્યા, વઈકુંઠે
સુંદરશ્યામ ૮ વરૂણ ગયા પાતાળે તોને. ઈંદ્ર સ્વરગમાં આ
વ્યા; સઘળા સુર સ્વસ્થાને પોહોંત્યા ભામનીને મન ભાવ્યા ૯
બ્રહ્મસદન બ્રહ્માજી પળિઆં, ત્રીદશ તાપ નીવારયો; દગો કરી
દામોદરે પોતે, સિંધુ સુતને મારયો. ૧૦ વાલ્મીક કહે ભારદ્વા
જ તે માટે, શ્રાપ સતીએ દીધો; કમળા સીતારૂપ થયાને, લા
ગ દશાનને લીધો. ૧૧ રાવણે પુરવ કથાને જાણી, રૂપ તપસ્વી
લીધું પંચવટીમાં જનકસુતાનું, હરણ હરીફે કીધું. ૧૨ વિષ્નુ
શ્રી રઘુનાથ થયાને. વનવન રોતા જાય; શ્રાપ સતીનો સફળજ
કરવાને, અવીનાશી અથડાય. ૧૩ નહીં તો કોણ રાવણની સ
ત્તા સીતાનુ કરે હરણ; કાળરાત્રીની અરધ કટાક્ષે, થાય વિશ્વનુ
મરણ. ૧૪ પુરવે સનકાદીકના શ્રાપે, જયને વિજયે ધરયો
દેહ; વેરભાવના ત્રણ અવતાર, પામ્યાં નિજપદ તેહ. ૧૫ હીર

ણ્યકશીપુને હીરણાક્ષ, આદીએ જન્મ ધારયા; વહને નરસીંહ જ રૂપે, માધવે તેને મારયા. ૧૬ કુંભકરણને રાવણ બીજો, જન્મ ધરયો બેઉ ભાઈ; જાનકી હરણ કર્યુંતે જોઈ; તેને મારયા રઘુરાઈ. ૧૭ શીશુપાળ દંતવક્ર ત્રીજો, જન્મ બે બાંધવે લીધો; કૃષ્ણ સ્વરૂપે વિષ્નુએ તેને વાંક કાઢી વધ કીધો. ૧૮ વિષ્નુ વૃંદ કેરી કથા મેં, સંભળાવી રૂડી રીત; જે સુણનાં સઉ સંકટ જએ, વાધે પ્રભુમાં પ્રીત. ૧૯ તન ધન સદન સહોદરનું સુખ, પામે પદારથચાર; આવાગમન મટે અવનીમાં, એજ કથા આધાર. ૨૯ ગાયસુણે શીખે નર નારી, વસથાયેવૃજરાય ત્રીવીધી તાપ ટળે તે સેજે, પાપી પાવન થાય. ૨૧ અડસઠ તીરથને સઉ યાત્રા. પુજન સઘળા દેવ; યજ્ઞ યાગને દાન પુણ્ય વૃત સરવે વળે તતખેવ. ૨૨ હરીહર અજ ઈંદ્રાદીક સુરનાં, જેમાં ચપળ ચરીત્ર; વાલમીકે ભારદ્વાજને કીધું, પ્રાક્રમ પરમ પવીત્ર. ૨૩ સંસ્કૃત ગ્રંથનો સાર વલોવી. મેં કીધું પ્રબંધ; ચરીત્ર ચતુરભુજનાં જેમાં, સરસ કથા જે સંબંધ. ૨૪ ગુણસાગર ગુજરાતની મધ્યે, સિંધુતટપર ગામ; ખંભાવનમાં વાસ કવીજન, રેવાશંકર નામ. ૨૫ દ્વિજ ઉદીચ્ય ટોળકીયા તેમાં, કરુણાનરી કુળ જેહ; વીસાપટ પંડ્યા પ્રખ્યાત, પાવન પરમજ તેહ. ૨૬ જયશંકરનો સુત કરજોડી, કવીજન પ્રત્યે ગાય; પ્રભુ કૃપાએ આગ્રંથ પ્રકાશ્યો, કરજો ખોડ ક્ષમાય. ૨૭ ચતુર ચરોત્તર માંહે પાવન, ભાદ્રણ એવું ગામ; ભદ્રકાળી ત્યાં ઈશ્ટદેવી

ને. ગુરૂ શીવશંકર નામ. ૨૮ માત તણા તે તાતજ કહાવે, આ
દી એ ઉપદેશ; ભદ્રકાળીને ભજતાં વશ્યાં, વદને સારા શેષ.
૨૯ અધ્યાય ચાળીશ અવીચળ કીધા, રાગ ત્રયોદશશીષ, ચો
પાઈ એકહજારને નવસેં, ઉપર ઓગણત્રીશ. ૩૦
આશાવરી ધનાશ્રી મેવાડો, મારૂને કેદાર; સીંધુ મલાર
સામેરી ટોડી, કલ્યાણ દેવ ગંધાર. ૩૧ બિહાગને પરજી
ઓ એ પુરાણ, રાગ ત્રયોદશ સાર; જેટલા ફેરા જે આવે તે, વર
ણવું સહુ વિસ્તાર. ૩૨ આશાવરી તે આઠજ ફેરા, મેવાડો ત્ર-
ણવાર મારૂ પાંચને મલાર ત્રણ, ધનાશ્રી અગીઆર. ૩૩ બિ
ગ બેને ગંધાર દેવ તે, બે ફેરા નિરધાર; એંશીછે વીશ્રામની ચો
પાઈ. અન્ય રાગ એકવાર. ૩૪ વીકરમ શક ઓગણીસેં છત્રી
પક્ષ વદને ફાગણ માસ પંચમીને મંગળદીન વારે, પુરણગ્રંથ
પ્રકાશ. ૩૫ ।। વીશ્રામ ।। પ્રકાશ પુરાણ ગ્રંથનો, કીધો પરમપ
વીત્રરે; રેવા રસીક બંને મળી, વરણવી કથા. વીચીત્રરે. ૩૬
પ્રાણીને પ્રીય લાગવા. રસ મીશ્રીતછે ગ્રંથરે; એકમને સુણતાં
જડે. રેવા રસીકનો મંથરે. ૩૭ ।। ઇતીશ્રી પદ્મ પુરાણે જાળંધ-
રોપાખ્યાને કવિ રેવાશંકર વીરચીતે વીશ્નુવૃંદા કથા સંપુર-
ણોનામ ચત્વારીંશો અધ્યાય. ।। ૪૦ ।।

# સમાપ્ત.

## ગ્રાહકોને સુચના.

| પુસ્તકોનાં નામ. | કી. રૂ. આ. | ટ રૂ. આ. |
| --- | --- | --- |
| ગોસ્વામી તુલસીદાસકૃત રામાયણ—( મુળ દોહા, ચોપાઇ, સોરઠા વગેરે ગુજરાતી લીપીમાં અને સરલ ( ગુજરાતિ ટીકા સહીત ) શ્રી રામાયણ એ શાસ્ત્રનું શાસ્ત્ર છે. ઇતીહાસનો ઇતીહાસ છે. અને જ્ઞાન તેમજ ઉપદેશથી અક્ષરે અક્ષર રસમય બનેલું વાર્તામય વાચન છે. વળી તેને સમર્થ મહાત્મા તુલસીદાસજીએ એવી રસમય વાણીથી રચેલું છે કે તેનું રસામૃત પાન કરતાં ભક્તોના હૃદય ડોલવા લાગે છે અને ભક્તિરસથી ભિંજાઇ ઉછળીને ઉભરાઈ જાય છે તેમજ ગુજરાતી ભાઇઓની સગવડ ખાતર આ પુસ્તકનો મુળ હિંદી ભાગ પણ ગુજરાતી અક્ષરોમાંજ છપાવેલો છે. અને બહુજ સાદી અને સરલ ટીકા આપેલી છે જેથી બાળક અથવા વૃદ્ધ તેમજ સામાન્ય શીખેલા અને સાક્ષરો બધા એકસરખી રીતે લાભ સંપુર્ણ લાભ લઇ શકે તેમ છે. આટલી બધી મહેનત લેવા છતાં કહી શકીયે છીએ કે આવું સ્વચ્છ મ્હોટા અક્ષરોમાં, રોયલ ૮ પેજી મ્હોટાં કદ પૃષ્ટ ૧૧૪૦ ગ્લેજ કાગળ, ઉત્તમ ૯ ચીત્રો સુંદર સોનેરી પાકું પુંઠું તે છતાં જેની કિંમત પહેલી આવૃતિ વખતે રૂ. ૪–૮–૦ હતી તે ઘટાડી માત્ર કિંમત ... ... ... ... ... | ૩–૦ | ૦–૧૦ |
| ગોસ્વામી તુલસીદાસકૃત રામાયણ મુળ દોહા, ચોપાઇ, સોરઠા વગેરે ગુજરાતી લીપીમાં અને સરસ સરલ ગુજરાતી ટીકા સહીત ઉપર પ્રમાણે સ્વચ્છ મ્હોટા અક્ષરોમાં રોયલ ૮ પેજી મ્હોટાં કદ પૃષ્ટ ૧૧૪૦ સુંદર સોનેરી પાકું પુંઠું ( નવ ચિત્રો સહીત રફ કાગળનુ ) | ૧–૮ | ૦–૮ |

| પુસ્તકોનાં નામ. | કી. રૂ. આ. | ટ. રૂ. આ. |
| --- | --- | --- |
| શ્રીકૃષ્ણચરીત્ર [ગોકુલ લીલા, મથુરા લીલા અને દ્વારકાં લીલા,) અર્થાત્ શ્રીભાગવતના દશમસ્કંધનુ ગુજરાતી કવીતામાં ઉતમ-રાગ રાગણીસાથેકવીરત્નગીરધરદાસનું રચેલ ચરીત્ર, વૈષ્ણવી સંપ્રદાય અને કથા કરનાર બ્રાહ્મણોને અતી ઉપયોગી સુપરરોયલઆઠપેજી પૃષ્ટ ૩૫૦ સોનેરી બાઇન્ડીંગ. | ૧—૪ | ૦—૪ |
| રામાયણ ગિરધરકૃત મ્હોટું [ગ્લેજકાગળ સોનેરિપુંઠાનું] | ૨—૮ | ૦—૬ |
| રામાયણ ગીરધરકૃત મ્હોટું રફ કાગળ સોનેરીપુંઠાનું] | ૧—૮ | ૦—૫ |
| રામાયણ ગીરધરકૃત [ વચલું સોનેરી પુઠું ] | ૦—૧૨ | ૦—૩ |
| રામાયણ ગીરધરકૃત ( વચલું ) કાગદી પુઠાનું | ૦—૮ | ૦—૨॥ |
| મહાભારત (વ્યાસ વલ્લભરામ સુરજરામ કૃ ) ચિત્ર સહીત મહાભારતની કથા કરવામાં પંકાયલા વ્યાસ વલ્લભ રામની રસીકવાણીના કોઇભાગ્યેજઅજાણ હશે, તેનું રચેલું ભારતઅતિ રસીક અનેમનવાંચ્છીતફળઆપનાર હોવા છતાં મોટી સાઇઝનાં લગભગ ૧૦૨૫ પાનાં જેટલું મોટું કદ હોવાછતાં આ.આવૃત્તિમાં વ્યાસજીનું ચીત્ર અને બીજા પણ ઉત્તમ ચિત્રો નાંખ્યાં છે. | ૩—૦ | ૦—૯ |
| પુરૂષોત્તમ મહાત્મ્ય ( પદ્મપુરાણ ] છુટાં પાના | ૦—૬ | ૦—૧ |
| પ્રહ્લાદ આખ્યાન( પ્રેમાનંદ કૃત. ) | ૦—૨ | ૦—૧ |
| દીવ્ય ડંકપુર મહારસ મહાત્મ્ય અથવા ડાકોર મહારસ મહાત્મ્ય ચિત્રો સહિત રાગરાગણીમાં | ૧—૦ | ૦—૩ |
| નળાખ્યાન ( પ્રેમાનંદ કૃત ) | ૦—૦ | ૦—૦॥ |
| ઓખાહરણ મોટા અક્ષરનું. | ૦—૫ | ૦—૧ |

| પુસ્તકોનાં નામ. | કી. રૂ. આ. | ટ રૂ. આ. |
|---|---|---|
| ઓખાહરણ ન્હાનું | ૦—૨ | ૦—૦॥ |
| શિવપુરાણ આ ગ્રંથમાં બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ નું ઉત્પન્ન થવું, દક્ષ કથા, તારકાસુરઆખ્યાન, કામદેવનું દગ્ધ થવું, પાર્વતીનું તપ, શિવવિવાહ, કાર્તિકસ્વામીની ઉત્પત્તિત્રિપુરાસુરઆખ્યાન, લીંગોત્પત્તિ, શીવજીએ ચંપા કેવડાને આપેલો શાપ, ગણેશ ઉત્પત્તિ, ચંદ્ર ઉત્પત્તિ દ્વાદશ જયોતીર્લિંગ કથામહિમા, ગંગાની ઉત્પત્તિ તથા કાશી મહાત્મ્ય ગૌતમ મહાત્મ્ય રેવા મહાત્મ્યપતીવ્રતા ધર્મ, શીવસહસ્ત્રનામ, શીવરાત્રીકથા, પંચીકરણ, રૂદ્રાક્ષ તથા વિભુતિ મહાત્મ્ય, એવિગેરે ઘણી બાબતો તથાઆખ્યાનો તેમાં આવેલાં છે. રામાયણ તથા ભારતનાજેવું રસીક બનાવેલું મોટા કદનાં લગભગ ૩૦૪પાનાસે નેરી બાઇન્ડીંગ વાળું પુસ્તક છતાં કી. | ૧—૮ | ૦—૪ |
| બ્રહ્મોત્તરખંડ ( શામળભટ્ટ કૃત. ) | ૧—૦ | ૦—૨ |
| ઓખાહરણ [ વ્યાસ વલ્લભરામ સુરજરામ કૃત ] | ૦—૪ | ૦—૧ |
| મચ્છવેધ | ૦—૪ | ૦—૧ |
| અભીમન્યુનો ચકરાવો | ૦—૪ | ૦—૦॥ |
| સુધન્વા આખ્યાન | ૦—૪ | ૦—૧ |
| લવકુશ આખ્યાન | ૦—૧ | ૦-૦॥ |
| શ્રી કૃષ્ણજન્મખંડ (પદબંધ મુળ સંસ્કૃત ઉપરથી યથાર્થ ભાવાર્થ સહિત [ગુજરાતીમાં કવિશ્વર માનસંગ રતનસંગ કૃત ] | ૧-૮ | ૦-૩ |
| અમર ચરિત્ર (ભકત બાપાલાલ વેણીરામ કૃત.] આ પુ· | | |

| પુસ્તકોનાં નામ. | કી રૂ. આ. | ટ. રૂ આ. |
|---|---|---|
| રતનકમાં સત્યશિયાળ, જ્ઞાનીતિ, ભાવના પ્રલ્હાદ, ધ્રુવ. કમળ, ગોરા કુંભાર મુ.ામા, મયુરધ્વજ, દ.માજી. સતિ સાવિત્રી, નરસિંહ મહેતાના બાપનું શ્રાધ, ચંદ્રહાસ, વિદુર, હરિશ્ચંદ્ર, કુંવરબાઇ મામેરૂ, સતિ સૈ.ધ્રિ સુદન્વા, સાનગશાના વિવાહ, મદાલસા એવી રીતે ભક્તિ ભાવથી ભરપુર સત્તર આખ્યાનો તેમજ બીજા બોધક પદ અને દષ્ટાંતો આપ્યાં છે. | ૧—૪ | ૦—૩ |
| અમરચરિત્ર ભાગ ૨ જો ( ભક્ત બા વે. કૃત ) | ૧—૪ | ૦—૩ |
| દાનમવાખ્યાન એટલે હાગવની ઘોડીની કથા. | ૦—૩ | ૦—૦॥ |
| સુરેખા હરણ [ વ્યાસ ત્રિકમલાલ ઇચ્છાશંકર કૃત ] | ૦—૩ | ૦—૧ |
| મચ્છવેધ ,, ,, ,, | ૦—૩ | ૦—૧ |
| મહાભારત [ કવિ દેવાશંકર કૃત ] મહાભારતની કથા કરવામાં પંકાયલ કર્તા દેવાશંકરની રસિક વાણીથી કોઇ ભાગ્યેજ અજાણ્યું હશે. આ સંપુર્ણ ભારત વૃધ્ધોને પણ વાંચવા સુગમ પડે તે માટે ખાસ મોટા અક્ષરથી [શાસ્ત્રી પેજમાં] છાપેલું હોવાથી જેનું કદ મોટું એટલે પૃષ્ટ ૫૫૦ હોવાથી તેના જુદા જુદા ચાર પુસ્તકો બાંધેલા છે જેથી વાંચનારને સુગમ પડે ચારે પુસ્તકોની કિંમત રૂ. ૨૦ ] છે પણ હમણાં ઘટાડેલી કીંમત, | ૧૦—૦ | ૨—૪ |

પુસ્તકો મળવાનું ઠેકાણું.

બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.

ત્રણ દરવાજા અમદાવાદ